# ગુજરાતી સાહિત્ય પરિષદ

૩૩મું અધિવેશન

પુણે

૧૯૮૫ ડિસેમ્બર ૨૮-૨૯

# અહેવાલ





ગુજરાતી સાહિત્ય પરિષદ

અમદાવાદ ૩૮૦ ૦૦૯

# ગુજરાતી સાહિત્ય પરિષદ

૩૩મું અધિવેશન

પુણે

૧૯૮૫ ડિસેમ્બર ૨૮-૨૯

ગુજરાતી સાહિત્ય પરિષદ
તરફથી અર્પણ

# અહેવાલ




ગુજરાતી સાહિત્ય પરિષદ
અમદાવાદ ૩૮૦ ૦૦૯

# પ્રાસ્તાવિક

ગુજરાતી સાહિત્ય પરિષદનું ૩૩મું અધિવેશન ૧૯૮૫ના ડિસેમ્બરની ૨૮–૨૯મી દરમિયાન ગુજરાતી હિતવર્ધક મંડળના નિમંત્રણથી પુણેમાં યોજાઈ ગયું. પુણેના નિમંત્રણ માટે આ મંડળની સ્વાગત સમિતિનો ગુજરાતી સાહિત્ય પરિષદ આભાર માને છે. આ અહેવાલમાં પરિષદ–પ્રમુખ તેમ જ વિભાગીય પ્રમુખોનાં પ્રવચનોનો સમાવેશ કરવામાં આવ્યો છે. પરિષદનાં અધિવેશનના અહેવાલો અભ્યાસીઓને ઉપયોગી થતા રહ્યા છે તેવી જ રીતે આ અહેવાલ પણ એવી ગરજ સારશે એવી અપેક્ષા સાથે આ પ્રકાશન થઈ રહ્યું છે.

મંત્રીઓ
ગુજરાતી સાહિત્ય પરિષદ

# અનુક્રમ


| | | |
|---|---|---|
| પરિષદનાં અધિવેશન અને પ્રમુખો | | ૫ |
| ,, જ્ઞાનસત્રો | | ૬ |
| ૧૯૮૪–'૮૫ની પરિષદ–પ્રવૃત્તિ | જયન્ત પરમાર | ૧૦ |
| પરિષદનું પુણે અધિવેશન | નિરંજના વોરા | ૨૯ |
| પુણે અધિવેશનના પ્રતિનિધિઓ | | ૩૬ |
| પુણે અધિવેશનનો કાર્યક્રમ | | ૪૪ |
| સ્વાગતાધ્યક્ષનું વક્તવ્ય | રમેશભાઈ શાહ | ૪૬ |
| પ્રમુખનું વ્યાખ્યાન | કે. કા. શાસ્ત્રી | ૫૦ |
| મારા મનની વાત | ચંદ્રકાન્ત શેઠ | ૮૯ |
| સાહિત્યમાં સાતત્ય અને પરિવર્તન | સુરેશ દલાલ | ૧૦૧ |
| સાહિત્યિક તથ્યોની માવજત | જયંત કોઠારી | ૧૩૩ |

ગુજરાતી સાહિત્ય પરિષદ

૩૩મા અધિવેશન-પ્રમુખ શ્રી કે. કા. શાસ્ત્રી



# ગુજરાતી સાહિત્ય પરિષદ

## નિવૃત્ત થતા પ્રમુખ શ્રી યશવન્ત શુક્લ



# ગુજરાતી સાહિત્ય પરિષદનાં

## અધિવેશન અને પ્રમુખો

| | | |
|---|---|---|
| ૧. શ્રી ગોવર્ધનરામ મા. ત્રિપાઠી | અમદાવાદ | ૧૯૦૫ |
| ૨. ,, કેશવલાલ હ. ધ્રુવ | મુંબઈ | ૧૯૦૭ |
| ૩. ,, અંબાલાલ સા. દેસાઈ | રાજકોટ | ૧૯૦૯ |
| ૪. ,, રણછોડભાઈ ઉદયરામ દવે | વડોદરા | ૧૯૧૨ |
| ૫. ,, નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા | સૂરત | ૧૯૧૫ |
| ૬. ,, હરગોવિંદ દ્વા. કાંટાવાળા | અમદાવાદ | ૧૯૨૦ |
| ૭. ,, કમળાશંકર પ્રા. ત્રિવેદી | ભાવનગર | ૧૯૨૪ |
| ૮. ,, રમણભાઈ નીલકંઠ | મુંબઈ | ૧૯૨૬ |
| ૯. ,, આનંદશંકર બાપુભાઈ ધ્રુવ | નડિયાદ | ૧૯૨૮ |
| ૧૦. ,, ભોળાભાઈ જીવણજી દેસાઈ | નડિયાદ | ૧૯૩૧ |
| ૧૧. ,, કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી | લાઠી | ૧૯૩૩ |
| ૧૨. ,, મોહનદાસ કરમચંદ ગાંધી | અમદાવાદ | ૧૯૩૬ |
| ૧૩. ,, કનૈયાલાલ માણેકલાલ મુનશી | કરાંચી | ૧૯૩૭ |
| ૧૪. ,, અરદેશર ફરામજી 'ખબરદાર' | મુંબઈ | ૧૯૪૧ |
| ૧૫. ,, વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠ | વડોદરા | ૧૯૪૩ |
| ૧૬. ,, રામનારાયણ વિ. પાઠક | રાજકોટ | ૧૯૪૬ |
| ૧૭. ,, કનૈયાલાલ મા. મુનશી | નડિયાદ | ૧૯૪૯ |
| ૧૮. ,, હરસિદ્ધભાઈ વ. દિવેટિયા | નવસારી | ૧૯૫૨ |
| ૧૯. ,, કનૈયાલાલ મા. મુનશી | નડિયાદ | ૧૯૫૫ |
| ૨૦. ,, કાકાસાહેબ કાલેલકર | અમદાવાદ | ૧૯૫૯ |
| ૨૧. ,, વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી | કલકત્તા | ૧૯૬૧ |
| ૨૨. ,, રસિકલાલ છો. પરીખ | મુંબઈ | ૧૯૬૪ |
| ૨૩. ,, જ્યોતીન્દ્ર હ. દવે | સુરત | ૧૯૬૬ |

| | | | |
|---|---|---|---|
| ૨૪. | ,, ઉમાશંકર જે. જોશી | દિલ્હી | ૧૯૬૮ |
| ૨૫ | ,, ત્રિભુવનદાસ પુ. લુહાર 'સુંદરમ્' | જૂનાગઢ | ૧૯૭૦ |
| ૨૬ | ,, ઝીણાભાઈ દેસાઈ 'સ્નેહરશ્મિ' | મદ્રાસ | ૧૯૭૨ |
| ૨૭ | ,, ગુલાબદાસ બ્રોકર | વલ્લભવિદ્યાનગર | ૧૯૭૪ |
| ૨૮. | ,, રામપ્રસાદ બક્ષી | પોરબંદર | ૧૯૭૬ |
| ૨૯. | ,, ચન્દ્રવદન મહેતા | કલ્યાણ | ૧૯૭૮ |
| ૩૦ | ,, અનંતરાય રાવળ | વડોદરા | ૧૯૭૯ |
| ૩૧. | ,, મનુભાઈ પંચોળી 'દર્શક' | હૈદરાબાદ | ૧૯૮૧ |
| ૩૨. | ,, યશવન્ત શુક્લ | સુરત | ૧૯૮૩ |
| ૩૩. | ,, કે. કા. શાસ્ત્રી | પુણે | ૧૯૮૫ |



# ગુજરાતી સાહિત્ય પરિષદનાં જ્ઞાનસત્રો

| | | |
|---|---|---|
| ૧. | મોડાસા | તા. ૨૭-૧૦-૧૯૬૦ |
| ૨. | દાહોદ | તા. ૨૧-૧૦-૧૯૬૨ |
| ૩. | બાલાસિનોર | તા. ૨૫-૧૦-૧૯૬૪ |
| ૪. | દ્વારકા | તા. ૨૯-૧૦-૧૯૬૬ |
| ૫. | શારદાગ્રામ | તા. ૧-૧-૧૯૬૮ |
| ૬. | ઈડર | તા. ૨૩-૧૦-૧૯૭૦ |
| ૭. | આજોલ-સંસ્કારતીર્થ | તા. ૨૯-૧૨-૧૯૭૨ |
| ૮. | કાંદિવલી (મુંબઈ) | તા. ૩-૧-૧૯૭૫ |
| ૯. | અલિયાબાડા | તા. ૫-૧૧-૧૯૭૬ |
| ૧૦. | ગ્રામભારતી | તા. ૩૦-૧૨-૧૯૭૮ |
| ૧૧. | લોકભારતી સણોસરા | તા. ૩૦-૧૨-૧૯૮૦ |
| ૧૨. | વનસ્થલી-કણજોડ | તા. ૬-૧૧-૧૯૮૨ |
| ૧૩. | લોકનિકેતન (રતનપુર) | તા. ૨૬-૧-૧૯૮૫ |
| ૧૪. | અમરેલી | તા. ૨૭-૧૨-૧૯૮૬ |



# ગુજરાતી સાહિત્ય પરિષદ, મધ્યસ્થ સમિતિ
## (૧૯૮૬–'૮૭)

શ્રી અમૃત ઘાયલ
,, ઈશ્વરલાલ ર. દવે
,, ચન્દ્રકાન્ત મહેતા (દિલ્હી)
,, ચન્દ્રકાન્ત મહેતા (અમદાવાદ)
,, ચિમનલાલ ત્રિવેદી
,, જયન્ત પંડ્યા
,, જયન્ત પાઠક
,, દિગીશ મહેતા
,, ધીરુભાઈ ઠાકર
,, નટવરલાલ પંડ્યા 'ઉશનસ્'
,, નરોત્તમ વાળંદ
,, નંદકુમાર પાઠક
,, નાથાલાલ દવે
,, નરોત્તમ પલાણ
,, પ્રવીણ દરજી
,, પ્રિયકાન્ત પરીખ
,, બકુલ ત્રિપાઠી
,, ભગવતીકુમાર શર્મા
,, ભોળાભાઈ પટેલ
,, મધુસૂદન પારેખ

શ્રી મનોજ ખંડેરિયા
,, મફત ઓઝા
,, માધવ રામાનુજ
,, મુકુન્દ શાહ
,, યોસેફ મેકવાન
,, રતિલાલ સાં. નાયક
,, રમણલાલ જોશી
,, રમેશ મહેતા
,, રવીન્દ્ર ઠાકોર
,, વર્ષા અડાલજા
,, વસુબહેન ભટ્ટ
,, વાડીલાલ ડગલી
,, વિનોદ ભટ્ટ
,, વિનોદ અધ્વર્યુ
,, શિવકુમાર જોષી
,, સુમન શાહ
,, સુસ્મિતા મ્હેડ
,, હરિકૃષ્ણ પાઠક
,, હસિત બૂચ
,, હેમન્ત દેસાઈ

## સભ્ય-સંસ્થાના પ્રતિનિધિઓ

શ્રી ચિનુ મોદી
અસાંઈત સાહિત્ય સભા, ઊંઝા
શ્રી ચીનુભાઈ નાયક
ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ
શ્રી જયંતીલાલ મહેતા
ગુજરાતી સાહિત્ય મંડળ, કલકત્તા

શ્રી પ્રફુલ્લ ભારતીય
સંકલ્પ પરિવાર, નડિયાદ
શ્રી સતીશ ડણાક
અક્ષરા, વડોદરા

# કાર્યવાહક સમિતિ

ઉપપ્રમુખો : શ્રી અમૃતલાલ યાજ્ઞિક
,, રમણલાલ જોશી

મંત્રીઓ : શ્રી ભોળાભાઈ પટેલ
,, પિનાકિન્ ઠાકોર
,, હેમન્ત દેસાઈ
,, પ્રિયકાન્ત પરીખ

કોષાધ્યક્ષ : શ્રી ચિમનલાલ ત્રિવેદી

સભ્યો : શ્રી કુમારપાળ દેસાઈ
,, જયન્ત પાઠક
,, વસુબહેન ભટ્ટ
,, વિનોદ અધ્વર્યુ
,, ભગવતીકુમાર શર્મા
,, જયન્ત પંડ્યા
,, વર્ષા અડાલજા

# દાતાઓના પ્રતિનિધિઓ

શ્રી ઈન્દુ પુવાર
શ્રી કુમારપાળ દેસાઈ
શ્રી પિનાકિન્ ઠાકોર
શ્રી રઘુવીર ચૌધરી

# ટ્રસ્ટીઓ

શ્રી એચ. એમ. પટેલ
શ્રી ચિનુભાઈ ચીમનલાલ શેઠ

# સંવર્ધકોના પ્રતિનિધિઓ

શ્રી બળવંત પારેખ
,, રમેશ મ. ભટ્ટ
શ્રી સિતાંશુ યશશ્ચન્દ્ર

# ભૂતપૂર્વ પ્રમુખો

શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી
,, ઉમાશંકર જોશી
,, સુન્દરમ્
,, ઝીણાભાઈ દેસાઈ
,, ગુલાબદાસ બ્રોકર

શ્રી રામપ્રસાદ બક્ષી
,, ચન્દ્રવદન ચી. મહેતા
,, અનંતરાય રાવળ
,, મનુભાઈ પંચોળી 'દર્શક'
,, યશવન્ત શુક્લ

શ્રી કે. કા. શાસ્ત્રી (વર્તમાન પ્રમુખ)

# સન્માન્ય સભ્યો

શ્રી અમૃતલાલ યાજ્ઞિક
,, નગીનદાસ પારેખ
,, પન્નાલાલ પટેલ
,, ભોગીલાલ સાંડેસરા
,, રાજેન્દ્ર શાહ

શ્રી સુરેશ જોષી
,, સુંદરજી બેટાઈ
,, હરિવલ્લભ ભાયાણી
,, હીરાબહેન પાઠક
,, ચી. ના. પટેલ

## કો-ઓપ્ટ કરેલા સભ્યો

શ્રી દિલાવરસિંહ જાડેજા
,, જિતેન્દ્ર એ. દવે

શ્રી ધીરેન્દ્ર મહેતા
,, મનહર મોદી

## વિભાગીય અધ્યક્ષો

શ્રી ચંદ્રકાન્ત શેઠ

શ્રી જયંત કોઠારી

શ્રી સુરેશ દલાલ



## પરિષદની મુખ્ય પ્રવૃત્તિઓ

૧ સંમેલન અને જ્ઞાનસત્ર
૨ પરિસંવાદો, વ્યાખ્યાનો, સત્રો
૩ કવિતા દ્વારા રાહતફાળો
૪ માસિક 'પરબ' અને ત્રૈમાસિક 'ભાષાવિમર્શ'
૫ સર્જનાત્મક બાલસાહિત્ય
૬ અમૃતપર્વ : કવિતા-આસ્વાદ, સંચયો, લઘુસત્રો
૭ ગ્રંથ-પ્રકાશનપ્રવૃત્તિ
૮ સાહિત્યકોશ
૯ પુસ્તકાલય અને સંદર્ભસેવા
૧૦ પરિષદભવન : સભાગૃહ અને અતિથિગૃહ
૧૧ પુરસ્કારો
૧૨ બુધ-કવિસભા
૧૩ પરીક્ષાપ્રવૃત્તિ : આસ્વાદ, સંસ્કાર, દીક્ષા
૧૪ ગુજરાતી સાહિત્યની વાર્ષિક સમીક્ષા
૧૫ ભારતીય ભાષાઓનું અધ્યાપન
૧૬ તુલનાત્મક ભારતીય સાહિત્યનો સ્વાધ્યાય
૧૭ સંશોધન અને સંદર્ભગ્રંથોનું પ્રકાશન
૧૮ લેખક-નિધિ
૧૯ સાંપ્રત પ્રકાશન ગતિવિધિ યોજના
૨૦ સાહિત્યિક સામગ્રી ભંડાર



# ૧૯૮૪-'૮૫ની પરિષદ પ્રવૃત્તિ

**જયન્ત પરમાર**

ઈ. ૧૯૦૫માં ગુજરાતી સાહિત્ય પરિષદના અમદાવાદમાં ભરાયેલા પ્રથમ અધિવેશનના પ્રમુખસ્થાનેથી શ્રી ગો. મા. ત્રિપાઠીએ તેમના વ્યાખ્યાનમાં ઉચ્ચાર્યું હતું કે, 'ગુજરાતી સાહિત્યના પ્રાચીન વૃક્ષ અને તેમાંથી ઊગેલી અર્વાચીન વડવાઈઓ ભલે નવી ભૂમિઓમાં પ્રવેશ કરે, પણ તેમનું મૂળ પોષણ જો આ પ્રાચીન વૃક્ષોમાંથી જ સતત ધારારૂપે ચાલ્યું આવશે તો જ તે આપણા લોકના જીવનમાં ભળી શકશે.'

અમદાવાદના આશ્રમમાર્ગ ઉપર સાબરમતી નદીને કિનારે બંધાયેલું વિશાળ પરિષદ-ભવન તેના આ પ્રથમ પ્રમુખનું નામાભિધાન – શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી ભવન, સંક્ષેપમાં 'ગોવર્ધન-ભવન' – પામી ચૂક્યું છે, ગુજરાત સરકાર તરફથી ભેટ મળેલી ૩,૪૫૦ ચો. મી. જેટલી વિશાળ જમીન પર બંધાયેલી આ ઇમારત હવે અનેકવિધ પ્રવૃત્તિઓથી પ્રવૃત્ત છે. ૩૨ અધિવેશનો અને ૧૩ જ્ઞાનસત્રોનો ઊજળો અકબંધ ઇતિહાસ ધરાવતી ગુજરાતી સાહિત્ય પરિષદનું ગુજરાતના સાખપડોશી મહારાષ્ટ્રના ખ્યાતિપ્રાપ્ત પુણે નગરમાં આ ૩૩મું અધિવેશન યોજાય છે તે સર્વ રીતે સાર્થક ગણી શકાય. પરિષદનાં અધિવેશનો માટે શહેરી વિસ્તાર અને જ્ઞાનસત્ર માટે ગ્રામવિસ્તારની પસંદગી પાછળ ગુજરાતીભાષી પ્રત્યેક જન સુધી પહોંચવાની પરિષદની નેમ સિદ્ધ થાય છે. પરિષદની સાહિત્યિક પરિસીમા આ રીતે પ્રજામાં ઊંડે સુધી પહોંચવા પ્રયત્નબદ્ધ રહી છે.

અધિવેશનો અને જ્ઞાનસત્રો તેના જુદા જુદા વિભાગો, પ્રદર્શનો તેમ જ પરિસંવાદોથી અનેકવિધતા આણી શક્યાં છે, ગુજરાતના સારસ્વતો સાથે સાથે ભાવકોનો પણ સાથ અને સહકાર પામી શક્યાં છે. ૧૯૫૫માં પુનરાવતાર પામેલી ગુજરાતી સાહિત્ય પરિષદની પ્રથમ અર્ધ શતાબ્દીની ચીલાચાલુ પ્રવૃત્તિમાં નવો ઓપ આવ્યો. બંધારણીય મધ્યસ્થ સમિતિ અને કારોબારીવાળી ગુજરાતી સાહિત્ય પરિષદ હવે લોકશાહી ઢબે કાર્ય કરતી

થઈ છે. ગુજરાત સરકારના પ્રત્યેક પ્રધાનમંડળની પરિષદ પ્રત્યેની સમભાવ-દૃષ્ટિ અંગે પરિષદે અવારનવાર ઋણસ્વીકાર કર્યો છે. ગુજરાતના શ્રેષ્ઠીઓ અને સહૃદયીઓએ માતબર રકમોનાં દાન આપીને પરિષદને પ્રાણવાન સમર્થન આપ્યું છે. પચ્ચીસ લાખે પહોંચેલી દાતાઓની આ રકમમાં ગુજરાત સરકારે મકાનના બાંધકામ માટે આપેલા રૂપિયા અગિયાર લાખ ઉમેરાતા ગુજરાતી સાહિત્ય પરિષદની પ્રવૃત્તિઓ પાંગરી રહી છે. સાહિત્યકારો અને સાહિત્યરસિકોએ આપેલી નાની-મોટી રકમોનો ફાળો, વિદ્યારસિક દાતાઓએ આપેલી મોટી રકમો તેમ જ સરકારી અનુદાનો અને ગુજરાત યુનિવર્સિટીએ અનુદાનપાત્ર ગણવાથી વિવિધ વિભાગો, ગ્રંથાલયો, પરિસંવાદો, સ્વાધ્યાય-મંદિર, શ્રુતિદૃશ્યકેન્દ્ર, સ્વાધ્યાયપીઠ વગેરે ગોવર્ધન-ભવનને ચેતનવંતું રાખી રહ્યાં છે. યુનિવર્સિટીએ માન્ય ગણેલી આ સંસ્થાને ગુજરાત સરકારે પણ આર્થિક સહાય આપવા ઠરાવ કર્યો છે તે માટે મુખ્યમંત્રી શ્રી અમરસિંહ ચૌધરી, શિક્ષણમંત્રી શ્રી હસમુખભાઈ પટેલ અને નાણાંમંત્રી શ્રી અરવિંદભાઈ સંઘવીનો ઋણસ્વીકાર કરવો ઘટે. કુલપતિ શ્રી કે. એસ. શાસ્ત્રી, શ્રી રામમૂર્તિ, શ્રી કુલિનચંદ્ર યાજ્ઞિક, અમૃતલાલ યાજ્ઞિક, મોતીભાઈ ચૌધરી, ભૂપતભાઈ વડોદરિયા અને હસુભાઈ યાજ્ઞિક પ્રત્યે પરિષદ આભારની લાગણી વ્યક્ત કરે છે.

**પ્રકાશન–પ્રવૃત્તિ**

પ્રકાશન–પ્રવૃત્તિ પરિષદની પ્રવૃત્તિઓનું મહત્ત્વનું અંગ હોઈ તેને વિશેષ ઝોક મળે તે હેતુથી આ વર્ષથી પ્રકાશનસમિતિની રચના કરવામાં આવી છે. આ પ્રવૃત્તિને વેગીલી બનાવવા માટે દાતાઓ તરફથી અવારનવાર રકમો મળતી રહે છે. મુંબઈના શ્રી હસમુખગૌરી ગટ્ટુલાલ બરફીવાળા ફંડ તરફથી રૂપિયા પચ્ચીસ હજાર તાજેતરમાં મળ્યા છે. પરિષદ-પ્રકાશનોની મૂલ્યવત્તા પુરવાર થઈ શકે તેવાં ગુજરાત સાહિત્ય અકાદમીએ ગયે વરસે ચાર અને આ વરસે ૭ પરિષદ-પ્રકાશનોને પારિતોષિકયોગ્ય ગણ્યાં છે. પુસ્તકો ઉપરાંત દર મહિને નિયમિત રીતે પ્રકટ થતું પરિષદનું મુખપત્ર 'પરબ' ૨૬ વર્ષ પૂરાં કરીને ૧૯૮૬થી ૨૭મા વર્ષમાં પ્રવેશ કરે છે. શ્રી ભોળાભાઈ પટેલના માનદ સંપાદન હેઠળ પ્રગતિ સાધી રહેલું આ માસિક સર્જનાત્મક સાહિત્યકૃતિઓ, વિવેચનલેખો તથા વિભિન્ન ભાષા-સાહિત્યનાં વિશિષ્ટ પુસ્તકોનાં ટૂંકાં અવલોકનોથી ઉત્તરોત્તર સમૃદ્ધ બનતું રહ્યું છે. ૧૯૮૫નાં વર્ષમાં રતનપુર જ્ઞાનસત્ર અને બાળસાહિત્ય એમ બે વિશેષાંકો આ માસિકના પ્રકટ થયા હતા, જેમાં બાળસાહિત્ય વિશેષાંકના નિમંત્રિત સંપાદક શ્રી કુમારપાળ દેસાઈએ તેને સમૃદ્ધ બનાવવાની વિશેષ કાળજી રાખી હતી.

24-7-78

શ્રી. ક. લા. સ્વાધ્યાયમંદિરે પરિષદની અન્ય પ્રવૃત્તિઓ સાથે સાથે પ્રકાશનપ્રવૃત્તિમાં પણ મહત્ત્વની કામગીરી બજાવી છે. આ બે વર્ષમાં થયેલાં તેનાં પ્રકાશનો છે :

| | |
|---|---|
| (૧) બોલીવિજ્ઞાન : કેટલાક પ્રશ્નો | લે. શાંતિભાઈ આચાર્ય |
| (૨) માર્ક્સવાદ અને સૌંદર્યશાસ્ત્ર | લે. ભીખુભાઈ પારેખ |
| (૩) પર્યાય તારા નામનો | લે. હનીફ સાહિલ |
| (૪) લગભગ | લે. હરીશ ધોબી |

ઉપરાંત શ્રી લલ્લુભાઈ મ. પટેલ પ્રેરિત ઝવેરચંદ મેઘાણી લોકસાહિત્ય સ્વાધ્યાયપીઠના પ્રકાશન તરીકે શ્રી હરિવલ્લભ ભાયાણીકૃત 'લોકસાહિત્ય : સંપાદન અને સંશોધન' નામનું અભ્યાસપૂર્ણ પ્રકાશન પ્રકાશિત થયું છે. શ્રી. હ. દ્વા. કાંટાવાલા સ્મારક ફંડ પ્રકાશનનું આ વર્ષનું એક મહત્ત્વનું પ્રકાશન છે 'આંબે આવ્યા મોર.' કવિ શ્રી રાજેન્દ્ર શાહનાં બાળકાવ્યો સુંદર રેખાંકનો સાથે બે રંગમાં આ સંગ્રહમાં છપાયેલાં છે. 'વિરાટનો વિનાશ' નામનું શ્રી ગિરીશ ગણાત્રાનું સચિત્ર પ્રકાશન પણ આ શ્રેણીમાં ગયે વર્ષે પ્રકટ થયું હતું, જેને અકાદમીએ પારિતોષિકયોગ્ય ગણીને બિરદાવ્યું છે. ઉપરાંત શ્રી નગીનદાસ પારેખ અનુવાદિત મમ્મટકૃત 'કાવ્યપ્રકાશ'નું મુદ્રણકાર્ય આગળ ધપી રહ્યું છે.

શ્રી હરિઃ ૐ આશ્રમ પ્રેરિત નીલકંઠ બાલોપયોગી ગ્રંથમાળાનાં ચાર પ્રકાશનો આ બે વર્ષમાં પ્રકટ થયાં છે તે નીચે મુજબ છે :

| | |
|---|---|
| (૧) બેં બેં બકરી | લે. બેપ્સી એન્જિનિયર |
| (૨) જસરૂખી | લે. પ્રીતમલાલ મજમુંદાર |
| (૩) હોંકારો | લે. કરસનદાસ લુહાર |
| (૪) બાળલીલા | લે. બહેચરભાઈ ર. પટેલ |

આમાનાં પહેલાં બે પ્રકાશનોને અકાદમીએ પારિતોષિક યોગ્ય ગણ્યાં છે.

**સાહિત્યકોશ**

ડબલ ડિમાઈ કદનાં ૨૦૦૦ ઉપરાંત પૃષ્ઠોમાં વિસ્તરતો ગુજરાતી સાહિત્યનો આ જ્ઞાનકોશ ગુજરાતી સાહિત્યકારો, સાહિત્યકૃતિઓ, સાહિત્ય-પ્રકારો, સાહિત્યિક આંદોલનો, સાહિત્યિક સિદ્ધાંતો ને સંજ્ઞાઓ, પ્રભાવો અને પરિબળો – આ સર્વને આવરી લેતો અને સામગ્રીને અકારાદિક્રમે રજૂ કરતો ત્રણ વિભાગોમાં પ્રસિદ્ધ થશે. ૩૦૦૦ જેટલા કર્તાઓને સમાવતા શ્રી જયંત

કોઠારીના મુખ્ય સંપાદકપદે તૈયાર થયેલા પ્રથમ વિભાગનું પ્રકાશનકાર્ય શરૂ થયું છે અને બાકીના બે ભાગનું કામ પૂરા વેગથી ચાલી રહ્યું છે. કોશ કાર્યાલય પાસે વિસ્તૃત સંદર્ભસૂચિ ને જૈન સાધુકવિઓની ગુરુપરંપરાની સામગ્રી પણ તૈયાર થઈ છે જે કોશની મહત્ત્વની ઉપપેદાશ ગણાશે. યુનિવર્સિટીથી શાળા સુધીની સર્વ વિદ્યાસંસ્થાઓ, વિદ્વાનો ને સાહિત્યરસિકો તથા સર્વ શિક્ષિત કુટુંબો માટે ગુજરાતી સાહિત્ય પરત્વે આ એક અનિવાર્ય સંદર્ભ સાધન બની રહેશે.

**આધુનિક સાહિત્યસંજ્ઞાકોશ**

પરિષદ સંચાલિત શ્રી. ક. લા. સ્વાધ્યાયમંદિરને આશ્રયે ગુજરાતી ભાષામાં પહેલી વાર સર્વશ્રી ચન્દ્રકાન્ત ટોપીવાળા, પરેશ નાયક અને હર્ષવદન ત્રિવેદીના સંયુક્ત સંપાદન હેઠળ 'આધુનિક સાહિત્યસંજ્ઞાકોશ' તૈયાર થયો છે અને ડિપાર્ટમેન્ટ ઑવ કલ્ચર, ન્યૂ દિલ્હીની આંશિક આર્થિક સહાયથી ૧૯૮૬ના એપ્રિલ સુધીમાં એ પ્રકાશિત થશે. ડિમાઈ કદની ૩૦૦ જેટલી પૃષ્ઠસંખ્યા ધરાવતો અને લગભગ હજાર ઉપરાંતની સંજ્ઞાઓનો સમાવેશ કરતો આ કોશ ગુજરાતી સાહિત્યના અનુસ્નાતક અને અનુસ્નાતકોત્તર અધ્યયન–સંશોધનમાં અભ્યાસીઓ અને પ્રાધ્યાપકો માટે ડેસ્ક રેફરન્સ તરીકે ઉપયોગી નીવડશે. પ્રત્યેક અંગ્રેજી સાહિત્યસંજ્ઞા સાથે ગુજરાતી પર્યાય, એ સંજ્ઞાની સમજૂતી અને એની સમજૂતી માટેનું ગુજરાતી ઉદાહરણ આપેલાં હશે. ગ્રીક વાગ્મિતાશાસ્ત્રથી માંડીને વિનિર્મિતિ (Deconstruction), સંવિદના વિવેચકો (Critics of consciousness), 'નિરૂપણવિજ્ઞાન' (Naratology), 'પાઠભાષાવિજ્ઞાન' (Text linguistics) જેવી આધુનિક સંજ્ઞાઓને આ કોશ આવરી લે છે. કોશનું ધ્યેય સંશોધન વિવેચનમાં પર્યાયની નિશ્ચિતતા સાથે સાથે વર્ણનાત્મક ઓન્તર પૂરાં પાડવાનું છે. તદુપરાંત આ કોશ સાથે પરદેશી વિશેષનામોની શ્રદ્ધેય ઉચ્ચારસૂચિ સામેલ હશે. આ 'આધુનિક સાહિત્યસંજ્ઞાકોશ'ની અંગ્રેજી સંજ્ઞા સાથેની કેવળ ગુજરાતી પર્યાયસૂચિની ખિસ્સાકોશ તરીકે વાપરી શકાય તેવી લઘુપુસ્તિકા નાગરી લિપિમાં અલગ રીતે પ્રકાશિત કરવાની પણ નેમ છે, જેથી એનો અન્ય ભાષામાં વ્યાપક ઉપયોગ શક્ય બને.

**શ્રુતિ-દશ્યકેન્દ્ર**

પરિષદ સંચાલિત શ્રી ક. લા. સ્વાધ્યાયમંદિરમાં અમેરિકા વસતા શ્રી મણિશંકર જોશીના પ્રારંભદાનથી તૈયાર થયેલા શ્રુતિ–દશ્યકેન્દ્રનું

ઉદ્‌ઘાટન તા. ૨૦–૯–'૮૫ના રોજ ગુજરાત રાજ્યના શિક્ષણમંત્રી શ્રી હસમુખભાઈ પટેલે કર્યું. દશ્ય તેમ જ શ્રાવ્યમાધ્યમો સાહિત્યિક સામગ્રી ભંડાર' તરીકેની કામગીરી કરવાના હેતુથી તૈયાર કરાયેલી આ યોજનાનો આ સાથે આરંભ થયો. આ યોજના હેઠળ સ્વાધ્યાયમંદિર પાસે હવે ધ્વનિકક્ષ( Recording room )ની સગવડ ઉપલબ્ધ થઈ છે ટ્રૂ ચેનલના રેકોર્ડિંગ માટે આ કક્ષમાં પૂરતાં સાધનો છે. આ ઉપરાંત અગાઉ તૈયાર થયેલી સાહિત્યિક કાર્યક્રમોની પાંસઠ જેટલી કેસેટ્સ પણ છે. આગળ ઉપર દશ્યમાધ્યમો માટે આવશ્યક સામગ્રી મેળવવાની પણ યોજના છે.

### 'એન્થલૉજી ઑવ ગુજરાતી શૉર્ટ સ્ટોરીઝ'

ગુજરાતી ટૂંકી વાર્તાઓના અંગ્રેજી અનુવાદની આ યોજના હેઠળ કુલ ૨૦થી ૨૫ પ્રતિનિધિ ગુજરાતી વાર્તાઓના અંગ્રેજી અનુવાદો તૈયાર કરવામાં આવશે. શ્રી ક. લા. સ્વાધ્યાયમંદિરના વ્યાખ્યાતા શ્રી પરેશ નાયક હાલ આ કામગીરી બજાવી રહ્યા છે.

### શ્રી ક. લા. સ્વાધ્યાયમંદિરના ઉપક્રમે પરિસંવાદો સમીક્ષાઓ-વ્યાખ્યાનો

અનુસ્નાતક સ્વાધ્યાય અને સંશોધનની સંસ્થા શ્રી ક. લા સ્વાધ્યાય-મંદિરના નિયામકપદે ડૉ ચંદ્રકાન્ત શેઠે એની અનેકવિધ પ્રવૃત્તિઓનો વિસ્તાર કરીને પાયાની સુંદર કામગીરી બજાવી. તેમનું લીયન પૂરું થતાં ડૉ. ચન્દ્રકાન્ત ટોપીવાળા નિયામકપદે આવ્યા છે અને તેમની કાર્યકુશળતાનો પરિષદને લાભ મળી રહ્યો છે. પરિષદના ત્રૈમાસિક 'ભાષાવિમર્શ'નું સંપાદન પણ તેઓએ આ વર્ષે સફળતાપૂર્વક પાર પાડ્યું છે. સાંપ્રત વિવેચનપ્રવાહ વિશે બે વિદ્વાનો દ્વારા થતી છણાવટ અને શ્રી જયંત કોઠારી સંપાદિત મધ્ય-કાલીન સાહિત્યની કેટલીક શુદ્ધિવૃદ્ધિ દ્વારા આ ત્રૈમાસિકને વધુ સમૃદ્ધિ સાંપડી રહી છે.

શ્રી ક. લા. સ્વાધ્યાયમંદિરને સંશોધનસંસ્થા તરીકે ગુજરાત યુનિ-વર્સિટીએ કાળજીભરી વિચારણા કર્યા બાદ માન્યતા આપીને અનુદાનપાત્ર ગણી છે. માન્ય ખર્ચ પર ૭૫ ટકા અનુદાન મળવાથી આ સંસ્થાની કામગીરી અનેક રીતે વેગીલી બનશે. શ્રી શ્રેણિકભાઈ કસ્તૂરભાઈ અને કુટુંબીજનો તરફથી પાંચ લાખ રૂપિયાના દાનથી ચાર વર્ષ પૂર્વે આરંભ પામેલી સંસ્થા શ્રી ક. લા. સ્વાધ્યાયમંદિર આમ વિકાસ પામે છે અને તેની પ્રવૃત્તિઓને પાંગરતી રાખી રહે છે.

૧૯૮૪ના ફેબ્રુ.ની ૨૫મીએ શ્રી અનંતરાય રાવળે શ્રી રમણલાલ જોશી સંપાદિત 'ગોવર્ધન પ્રતિભા' વિશે અને શ્રી પ્રવીણ દરજીએ શ્રી કિશોર જાદવકૃત વાર્તાસંગ્રહ 'છદ્મવેશ' વિશે સમીક્ષાત્મક વક્તવ્યો રજૂ કર્યાં હતાં.

એપ્રિલની ૨–૩ તારીખોએ ગુજરાત યુનિ.ના ભાષાસાહિત્યભવનના સંયુક્ત ઉપક્રમે રવીન્દ્રનાથ વિશે શાંતિનિકેતનની વિશ્વભારતી સંસ્થાના બંગાળી વિભાગના અધ્યક્ષ ડૉ. ભુવતોષ દત્તે બે વ્યાખ્યાનો આપ્યાં.

એપ્રિલની ૬ઠ્ઠીએ શ્રી રાજેન્દ્ર શાહકૃત 'સંકલિત કવિતા' વિશે શ્રી દિનેશ કોઠારી અને શ્રી ધીરુ પરીખનાં સમીક્ષાત્મક વક્તવ્યો થયાં.

ઑગસ્ટની ૯મીએ જાણીતા અભિનેતા દિગ્દર્શક શ્રી વિષ્ણુકુમાર વ્યાસે સંવાદ નાટ્યગોષ્ઠિના સંયુક્ત ઉપક્રમે ગુજરાતી રંગભૂમિના પ્રશ્નોની ચર્ચા કરી.

ઑગસ્ટની ૧૭મીએ નરસિંહ મહેતાના અધ્યયનના કેટલાક પ્રશ્નો વિશે ફ્રેંચ વિદુષી શ્રીમતી ડૉ. મેલિઝોંએ વ્યાખ્યાન આપ્યું.

ઑગસ્ટની ૨૫મીએ શ્રી જશવંત ઠાકરે નાટ્યલેખક જે. બી. પ્રિસ્ટલી વિશે વાર્તાલાપ આપ્યો.

ઑક્ટોબરની ૯મીએ હિંદીના આધુનિક કવિ વિવેચક ડૉ. કેદારનાથસિંહ વિશે શ્રી મહાવીરસિંહ ચૌહાણે વ્યાખ્યાન આપ્યું.

૧૯૮૫ના ફેબ્રુ.ની ૧૫મીએ શ્રી સિતાંશુ યશશ્ચંન્દ્રે 'સંસ્થાનવાદ અને ગુજરાતી સાહિત્ય' વિશે યુનિવર્સિટી વ્યાખ્યાન આપ્યું.

માર્ચની ૪થીએ નાટ્યકાર ચેખોવના જન્મની સવાશતાબ્દી નિમિત્તે યોજેલા ચેખોવપર્વ નિમિત્તે સર્વશ્રી પ્રકાશ શાહ, સુમન શાહ, રમેશ ર. દવે, દિગીશ મહેતા, જશવન્ત ઠાકર અને હસમુખ બારાડીએ વક્તવ્યો આપ્યાં.

માર્ચની ૧૨મીએ ફ્રાન્સના તત્ત્વજ્ઞ શ્રી જીલ લાપર્જ, શ્રીમતી મેલિઝોં અને શ્રીમતી ગારો સાથે મિલનસમારંભ યોજાયો હતો.

માર્ચની ૩૦–૩૧ના બે દિવસો માટે વડોદરા યુનિ.ના ગુજરાતી વિભાગના સંયુક્ત ઉપક્રમે યુનિ. ગ્રાન્ટ કમિશન યોજિત 'સાંપ્રત ભારતીય કવિતા'નો એક કાર્યક્રમ યોજાયો. સર્વશ્રી કેશવ મલિક, અય્યપા પણિક્કર, રમેશ દિવિક અને સિતાંશુ યશશ્ચંદ્રે અનુક્રમે અંગ્રેજી, મલયાળમ્, હિન્દી

તેમ જ ગુજરાતીમાં કાવ્યો રજૂ કર્યાં અને બીજે દિવસે પોતાની ભાષાની કવિતાઓ વિશે બોલ્યા.

એપ્રિલની ૮મીએ ચેખોવ પરની એક ફિલ્મનો શો રાખવામાં આવ્યો. ગુજરાતીમાં આસ્વાદન સહિતની આ રંગીન ફિલ્મ રશિયન એલચી કચેરીના સૌજન્યથી બતાવી શકાઈ હતી.

ઑગસ્ટની ૧૭મીએ ગુજરાત સાહિત્ય અકાદમીનાં સંયુક્ત ઉપક્રમે કવિશ્રી અમૃત ઘાયલ અને આદિલ મનસૂરી ઉપરની વિડિયો ફિલ્મનો ગુજરાતી દૃશ્યશ્રાવ્ય કાર્યક્રમ રજૂ થયો.

ઑક્ટોબરની ૧૪મીએ નાઈજિરિયાની ખેયરો યુનિના અંગ્રેજીના નિવૃત્ત પ્રાધ્યાપક શ્રી કૃષ્ણ રાયન્‌નું 'અ કૉમન ક્રિટિકલ ફ્રેમવર્ક ફૉર ઇન્ડિયન લિટરેચર' વિશે યુનિ. વ્યાખ્યાન અપાયું.

ઑક્ટોબરની ૨૯મીએ જર્મન સાહિત્યના તેમ જ તુલનાત્મક ધર્મોના અભ્યાસી શ્રી માર્ટિન કેમ્પચેને જર્મન સાહિત્ય વિશે વ્યાખ્યાન આપ્યું.

શ્રી ક. લા. સ્વાધ્યાયમંદિરના ઉપર્યુક્ત કાર્યક્રમો ઉપરાંત ગુજરાતી ભાષાસાહિત્યને લગતા મહાનિબંધોની ટાઇપસ્ક્રિપ્ટને સાચવવા અંગે એક કેન્દ્રવર્તી યોજના મુજબ અત્યાર સુધી અપ્રકાશિત અને ડિગ્રી (પીએચ. ડી.) એનાયત થઈ ચૂકેલા ગુજરાતી ભાષા અને સાહિત્યને લગતા જેમના મહા-નિબંધો ટાઇપસ્ક્રિપ્ટસમાં પડ્યા હોય એની એક નકલ મોકલી આપી સહકાર આપવા જાહેર અપીલ છે. આ યોજના દ્વારા આ સંશોધનસંસ્થા પાસે, સંશોધનનો એક પૂરો આલેખ રહેશે અને મહાનિબંધોની એક સંપૂર્ણ યાદી બનાવાશે. જેથી વિષયોનાં પુનરાવર્તનો ન થાય એવું કેન્દ્રવર્તી માર્ગદર્શન આપી શકાશે.

**શ્રી ક. લા. સ્વાધ્યાયમંદિર ગ્રંથાલય**

આ સંશોધન ગ્રંથાલયમાં ગુજરાતી, હિંદી, અંગ્રેજી અને અન્ય ભાષાઓનાં મૂળ તેમ જ અનુવાદિત, મુખ્યત્વે સંશોધનને લગતાં આશરે પાંચ હજાર કરતાં વધુ પુસ્તકોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. અભ્યાસ અને સંશોધનમાં ઉપયોગી થઈ શકે તે માટે અંગ્રેજી ગુજરાતી સામયિકોનો અને ચાળીસ જેટલી કેસેટ્સનો સંગ્રહ પણ છે.

### લેખકો-પ્રકાશકોને અપીલ

ગુજરાતી સાહિત્યની સમગ્ર અને સાંપ્રત પ્રકાશન ગતિવિધિ સાથે તેમ જ સાહિત્યપ્રવૃત્તિ સાથે સંકલિત રહેવા માટે પ્રકાશનની બે નકલ ગુજરાતી સાહિત્ય પરિષદને પહોંચતી કરવા વિનંતી છે. આ યોજના દ્વારા ગુજરાતી ભાષા-સાહિત્યના ચાહકોને નવાં પ્રકાશનો અંગે તાત્કાલિક સહાય અને માર્ગ-દર્શન પૂરાં પાડવાનો આશય છે. ગુજરાતી સાહિત્ય પરિષદ દ્વારા પ્રકટ થનાર ગુજરાતી ગ્રંથસૂચિમાં પુસ્તકની તમામ વિગત વિષય–નોંધ સાથે મૂકવામાં આવશે તેમ જ 'પરબ'ની સાભાર નોંધમાં તાત્કાલિક એનો સમાવેશ કરવામાં આવશે અને વિશાળ વાર્ષિક ગ્રંથ–પ્રદર્શનમાં એને સામેલ કરવામાં આવશે. ગુજરાતી સાહિત્ય પરિષદ અંતર્ગત ૧૯ જેટલી વિવિધ પારિતોષિકયોજનાઓ છે. લેખકની સંમતિ સૂચના હશે તો નકલ પારિતોષિકયોજના અંતર્ગત પણ સમાવી લેવાશે. અન્યથા, ગુજરાતી ભાષા અને સાહિત્યની પ્રકાશિત સામગ્રી તરીકે એના ગ્રંથાલયમાં યોગ્ય નોંધ સાથે જળવાશે.

### પરિષદ વ્યાખ્યાનમાળા

પરિષદના ઉપક્રમે દર વર્ષે યોજાતા શ્રી યશવન્ત પંડ્યા સ્મારક વ્યાખ્યાનનાં આઠમા વ્યાખ્યાનનું આયોજન ભાવનગરમાં ૧૯૮૪ના જાન્યુઆરીની ૨૧મીએ કરવામાં આવ્યું હતું. "સમકાલીન સાહિત્યવિવેચન' વિશે શ્રી રમણલાલ જોશીએ આ વ્યાખ્યાન આપ્યું હતું.

મુંબઈના જાણીતા ઉદ્યોગપતિ અને ગ્રામસેવાની પ્રવૃત્તિઓને વર્ષોથી સહાય કરનાર શ્રી લલ્લુભાઈ મ. પટેલે ગુજરાતી સાહિત્ય પરિષદને રૂપિયા એક લાખ અગિયાર હજારનું દાન આપ્યું છે. એ દાનમાંથી ગ્રામવિસ્તારમાં લોકાભિમુખ સાહિત્ય, લોકસાહિત્ય અને લોકસંસ્કૃતિની પ્રવૃત્તિઓ માટે શ્રી ઝવેરચંદ મેઘાણી લોકસાહિત્ય સ્વાધ્યાયપીઠની સ્થાપના થઈ છે. એ માટે અગાઉ શ્રી પ્રવીણચંદ્ર ગાંધી, શ્રી ઉપેન્દ્ર ત્રિવેદી, 'જન્મભૂમિ-પ્રવાસી'ના સૌરાષ્ટ્ર ટ્રસ્ટ અને શ્રી દ્વારકાદાસ સંઘવીએ પણ ઉદાર સખાવત કરી છે.

શ્રી પી. જે. ઉદાણી લોકસાહિત્ય વ્યાખ્યાનમાળા માટે પરિષદના હૈદરાબાદ અધિવેશનમાં દાન મળેલું. ૧૯૮૪ના ફેબ્રુઆરીની ૧૮મીએ શ્રી ખોડીદાસ પરમારે 'લોકસાહિત્યમાં રામકથા અને સીતાવનવાસ' વિશે આ વ્યાખ્યાનમાળાનું પ્રથમ વ્યાખ્યાન આપ્યું.

માર્ચની ૮મીએ કેરલ સાહિત્ય અકાદમીના સાહિત્યકારોના પ્રતિનિધિ મંડળે પરિષદભવનની મુલાકાત લીધી અને સાહિત્યગોષ્ઠિનું આદાન પ્રદાન થયું.

તેમ જ ગુજરાતીમાં કાવ્યો રજૂ કર્યાં અને બીજે દિવસે પોતાની ભાષાની કવિતાઓ વિશે બોલ્યા.

એપ્રિલની ૮મીએ ચેખોવ પરની એક ફિલ્મનો શો રાખવામાં આવ્યો. ગુજરાતીમાં આસ્વાદન સહિતની આ રંગીન ફિલ્મ રશિયન એલચી કચેરીના સૌજન્યથી બતાવી શકાઈ હતી.

ઓગસ્ટની ૧૭મીએ ગુજરાત સાહિત્ય અકાદમીનાં સંયુક્ત ઉપક્રમે કવિશ્રી અમૃત ઘાયલ અને આદિલ મનસૂરી ઉપરની વિડિયો ફિલ્મનો ગુજરાતી દૃશ્યશ્રાવ્ય કાર્યક્રમ રજૂ થયો.

ઑક્ટોબરની ૧૪મીએ નાઈજિરિયાની બૅયરો યુનિ ના અંગ્રેજીના નિવૃત્ત પ્રાધ્યાપક શ્રી કૃષ્ણ રાયન્નું 'અ કૉમન ક્રિટિકલ ફ્રેમવર્ક ફૉર ઇન્ડિયન લિટરેચર' વિશે યુનિ. વ્યાખ્યાન અપાયું.

ઑકટોબરની ૨૯મીએ જર્મન સાહિત્યના તેમ જ તુલનાત્મક ધર્મોના અભ્યાસી શ્રી માર્ટિન કેમ્પચેને જર્મન સાહિત્ય વિશે વ્યાખ્યાન આપ્યું.

શ્રી ક. લા. સ્વાધ્યાયમંદિરના ઉપર્યુક્ત કાર્યક્રમો ઉપરાંત ગુજરાતી ભાષાસાહિત્યને લગતા મહાનિબંધોની ટાઇપસ્ક્રિપ્ટને સાચવવા અંગે એક કેન્દ્રવર્તી યોજના મુજબ અત્યાર સુધી અપ્રકાશિત અને ડિગ્રી (પીએચ. ડી.) એનાયત થઈ ચૂકેલા ગુજરાતી ભાષા અને સાહિત્યને લગતા જેમના મહા-નિબંધો ટાઇપસ્ક્રિપ્ટમાં પડયા હોય એની એક નકલ મોકલી આપી સહકાર આપવા જાહેર અપીલ છે. આ યોજના દ્વારા આ સંશોધનસંસ્થા પાસે, સંશોધનનો એક પૂરો આલેખ રહેશે અને મહાનિબંધોની એક સંપૂર્ણ યાદી બનાવાશે. જેથી વિષયોનાં પુનરાવર્તનો ન થાય એનું કેન્દ્રવતી માર્ગદર્શન આપી શકાશે.

### શ્રી ક. લા. સ્વાધ્યાયમંદિર ગ્રંથાલય

આ સંશોધન ગ્રંથાલયમાં ગુજરાતી, હિંદી, અંગ્રેજી અને અન્ય ભાષાઓનાં મૂળ તેમ જ અનુવાદિત, મુખ્યત્વે સંશોધનને લગતાં આશરે પાંચ હજાર કરતાં વધુ પુસ્તકોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. અભ્યાસ અને સંશોધનમાં ઉપયોગી થઈ શકે તે માટે અંગ્રેજી ગુજરાતી સામયિકોનો અને ચાળીસ જેટલી કેસેટ્સનો સંગ્રહ પણ છે.

## લેખકો-પ્રકાશકોને અપીલ

ગુજરાતી સાહિત્યની સમગ્ર અને સાંપ્રત પ્રકાશન ગતિવિધિ સાથે તેમ જ સાહિત્યપ્રવૃત્તિ સાથે સંકલિત રહેવા માટે પ્રકાશનની બે નકલ ગુજરાતી સાહિત્ય પરિષદને પહોંચતી કરવા વિનંતી છે. આ યોજના દ્વારા ગુજરાતી ભાષા-સાહિત્યના ચાહકોને નવાં પ્રકાશનો અંગે તાત્કાલિક સહાય અને માર્ગ-દર્શન પૂરાં પાડવાનો આશય છે. ગુજરાતી સાહિત્ય પરિષદ દ્વારા પ્રકટ થનાર ગુજરાતી ગ્રંથસૂચિમાં પુસ્તકની તમામ વિગત વિષય-નોંધ સાથે મૂકવામાં આવશે તેમ જ 'પરબ'ની સાભાર નોંધમાં તાત્કાલિક એનો સમાવેશ કરવામાં આવશે અને વિશાળ વાર્ષિક ગ્રંથ-પ્રદર્શનમાં એને સામેલ કરવામાં આવશે. ગુજરાતી સાહિત્ય પરિષદ અંતર્ગત ૧૯ જેટલી વિવિધ પારિતોષિકયોજનાઓ છે. લેખકની સંમતિ સૂચના હશે તો નકલ પારિતોષિકયોજના અંતર્ગત પણ સમાવી લેવાશે. અન્યથા, ગુજરાતી ભાષા અને સાહિત્યની પ્રકાશિત સામગ્રી તરીકે એના ગ્રંથાલયમાં યોગ્ય નોંધ સાથે જળવાશે.

## પરિષદ વ્યાખ્યાનમાળા

પરિષદના ઉપક્રમે દર વર્ષે યોજાતા શ્રી યશવન્ત પંડ્યા સ્મારક વ્યાખ્યાનના આઠમા વ્યાખ્યાનનું આયોજન ભાવનગરમાં ૧૯૮૪ના જાન્યુ-આરીની ૨૧મીએ કરવામાં આવ્યું હતું. "સમકાલીન સાહિત્યવિવેચન" વિશે શ્રી રમણલાલ જોશીએ આ વ્યાખ્યાન આપ્યું હતું.

મુંબઈના જાણીતા ઉદ્યોગપતિ અને ગ્રામસેવાની પ્રવૃત્તિઓને વર્ષોથી સહાય કરનાર શ્રી લલ્લુભાઈ મ. પટેલે ગુજરાતી સાહિત્ય પરિષદને રૂપિયા એક લાખ અગિયાર હજારનું દાન આપ્યું છે. એ દાનમાંથી ગ્રામવિસ્તારમાં લોકાભિમુખ સાહિત્ય, લોકસાહિત્ય અને લોકસંસ્કૃતિની પ્રવૃત્તિઓ માટે શ્રી ઝવેરચંદ મેઘાણી લોકસાહિત્ય સ્વાધ્યાયપીઠની સ્થાપના થઈ છે. એ માટે અગાઉ શ્રી પ્રવીણચંદ્ર ગાંધી, શ્રી ઉપેન્દ્ર ત્રિવેદી, 'જન્મભૂમિ-પ્રવાસી'ના સૌરાષ્ટ્ર ટ્રસ્ટ અને શ્રી દ્વારકાદાસ સંઘવીએ પણ ઉદાર સખાવત કરી છે.

શ્રી પી. જે. ઉદાણી લોકસાહિત્ય વ્યાખ્યાનમાળા માટે પરિષદના હૈદરાબાદ અધિવેશનમાં દાન મળેલું. ૧૯૮૪ના ફેબ્રુઆરીની ૧૮મીએ શ્રી ખોડીદાસ પરમારે 'લોકસાહિત્યમાં રામકથા અને સીતાવનવાસ' વિશે આ વ્યાખ્યાનમાળાનું પ્રથમ વ્યાખ્યાન આપ્યું.

માર્ચની ૮મીએ કેરલ સાહિત્ય અકાદમીના સાહિત્યકારોના પ્રતિનિધિ મંડળે પરિષદભવનની મુલાકાત લીધી અને સાહિત્યગોષ્ઠિનું આદાન પ્રદાન થયું.

માર્ચની ૧૪મીએ 'ગ્રંથ'ના તંત્રી શ્રી યશવન્ત દોશી સાથે પુસ્તક પ્રકાશનની પ્રવૃત્તિ અને સાહિત્યિક સામયિકોની સાંપ્રત સ્થિતિ અંગે એક ગોષ્ઠિ યોજાઈ હતી.

માર્ચની ૨૬મીએ પરિષદના ઉપક્રમે ચાલતી શ્રી પ્ર. ત્રિવેદી વ્યાખ્યાનમાળાનું વ્યાખ્યાન સૌરાષ્ટ્ર યુનિ.ના શિક્ષણશાસ્ત્રભવનના સહયોગથી રાજકોટમાં યોજાયું હતું 'આપણી શિક્ષણવ્યવસ્થા આજની અને આવતી કાલની' વિશે શ્રી કુંજવિહારી મહેતાએ એ વ્યાખ્યાન આપ્યું હતું.

જુલાઈની ૨૮મીએ પરિષદ સંચાલિત પુસ્તકભંડારનું ઉદ્‌ઘાટન પરિષદ-ભવનમાં રાખવામાં આવ્યું હતું શ્રી લલ્લુભાઈ મકનજી પટેલે ઉદ્‌ઘાટન કરેલા આ ભંડારનો પ્રબંધ લોકમિલાપ ટ્રસ્ટ કરે છે. આ શુભ પ્રસંગે પરિષદના મેઘાણી–પ્રાંગણમાં વૃક્ષો રોપવામાં આવ્યાં હતાં. પરિષદ–પ્રકાશિત બધાં પુસ્તકો આ ભંડારમાંથી ખરીદી શકાય તે માટે આ ભંડાર સારું આકર્ષણ બન્યો છે.

સપ્ટેમ્બરની ૩જીએ ગુજરાત વિદ્યાસભા, ગુજરાત સાહિત્યસભા અને પરિષદના સંયુક્ત ઉપક્રમે શ્રી નરસિંહરાવ દિવેટિયા સવાશતાબ્દી જયંતીની ઊજવણી થઈ.

સપ્ટેમ્બરની ૧૩મીએ બ્રિટનવાસી સાહિત્યપ્રેમી શ્રી કપૂરભાઈ ચંદેરિયાએ પરિષદ કાર્યાલયની મુલાકાત લીધી ત્યારે સાહિત્ય, સંસ્કાર અને પ્રજાજીવનના પ્રશ્નો અંગે એક ગોષ્ઠિનું આયોજન કરવામાં આવ્યું હતું.

પરિષદના ઉપક્રમે ચાલતી શ્રી બટુભાઈ ઉમરવાડિયા વ્યાખ્યાનમાળામાં સપ્ટેમ્બરની ૨૧મીએ 'આજની ગુજરાતી રંગભૂમિ' વિશે શ્રી કાન્તિ મડિયાનું વ્યાખ્યાન યોજાયું હતું.

અમેરિકામાં વસતાં ગુજરાતી વિદુષી ડૉ. મૃદુલાબેન ડરબીન ઑગસ્ટ માસમાં પરિષદ-ભવનમાં પધાર્યાં ત્યારે ગુજરાતી શબ્દકોશના સંદર્ભમાં મહત્ત્વની ચર્ચા થઈ.

ઑક્ટોબરની ૧૦મીએ પરિષદની શ્રી પ્ર. ત્રિવેદી વ્યાખ્યાનમાળાનું વ્યાખ્યાન આચાર્યશ્રી દાઉદભાઈ ઘાંચીએ 'આજની કેળવણીનાં અંધારાં અજવાળાં' વિશે આપ્યું.

ઉર્દૂ શાયર ફૈઝ એહમદ ફૈઝ અને હિંદી વાર્તાકાર શ્રી રાજેન્દ્રસિંઘ

બેદીના અવસાન અંગે નવેમ્બરની ૨૪મીએ સુખન કદાના સંયુક્ત ઉપક્રમે પરિષદભવનમાં શોકસભા યોજાઈ.

પરિષદના ઉપક્રમે ચાલતી શ્રી યશવન્ત પંડ્યા સ્મારક વ્યાખ્યાનમાળાનું નવમું વ્યાખ્યાન નવેમ્બરના ૨૫મીએ ભાવનગરમાં શ્રી અમૃતલાલ યાજ્ઞિકે 'સંસ્કારઘડતર ઉપર સાહિત્યનો પ્રભાવ' વિશે આપ્યું.

ડિસેમ્બરની ૨૫મીએ શ્રી અશોક મહેતાના અવસાન નિમિત્તે ગુજરાત લોક સમિતિ, '૪૨ બિરાદરી અને પરિષદના સંયુક્ત ઉપક્રમે શ્રદ્ધાંજલિ સભાનું આયોજન કરવામાં આવેલું.

પરિષદ યોજિત શ્રી પી. જે. ઉદાણી લોકસાહિત્ય વ્યાખ્યાનમાળાનું બીજું વ્યાખ્યાન સૌરાષ્ટ્ર યુનિ. ના ગુજરાતી ભાષા સાહિત્યભવનના સહયોગથી ૧૯૮૫ના ફેબ્રુઆરીની ૧૦મીએ રાજકોટમાં યોજવામા આવ્યું હતું. 'લોકસાહિત્યની વિભાવના' વિશે પ્રો. નરોત્તમ પલાણે આ વ્યાખ્યાન આપ્યું.

માર્ચની ૨૪, ૨૫, ૨૬, અને ૨૭ એમ ચાર દિવસ સુધી પરિષદ દ્વારા યોજાતી વાર્ષિક વ્યાખ્યાનમાળાના ઉપક્રમે ડૉ. હરિવલ્લભ ભાયાણીએ 'લોકસાહિત્યનું સંપાદન અને અધ્યયન' વિષે વ્યાખ્યાનો આપ્યાં.

ગુજરાતી સાહિત્ય પરિષદ, ગુજરાત વિદ્યાસભા, ગુજરાત સાહિત્ય અકાદમી, સુખન-કદા અને જયભિખ્ખુ સાહિત્ય ટ્રસ્ટનાં સંયુક્ત ઉપક્રમે મેની ૨૪મીએ સ્વ. શેખાદમ આબુવાલા અને મુકુન્દરાય પારાશર્યના અવસાન અંગે શોકાંજલિ અર્પવા એક સભા યોજાઈ હતી.

જૂનની ૨૦મીનો દિવસે રવીન્દ્રનાથની કવિતાના પાઠદિન તરીકે પરિષદ ભવનમાં ઉજવવામાં આવ્યો. સર્વશ્રી અનિલા દલાલ, મોહનભાઈ પટેલ, નગીનદાસ પારેખ, રઘુવીર ચૌધરી, ભોળાભાઈ પટેલ અને ઉમાશંકર જોશીએ રવીન્દ્રનાથની બંગાળી અને અંગ્રેજી કવિતાઓના પઠન ઉપરાંત તે વિશે વાર્તાલાપ પણ આપ્યા હતા.

ઑગસ્ટની બીજી તારીખે ગિજુભાઈ જન્મ શતાબ્દી સમારોહ અંગે એક કાર્યક્રમ યોજાયો હતો. તેમાં સર્વશ્રી ધીરુભાઈ ઠાકર, દીપક મહેતા, યશવન્ત મહેતા, હરીશ નાયક અને મીનળ નાણાવટીએ વક્તવ્યો રજૂ કર્યાં હતાં.

## પેટલીકર સ્મૃતિ સમિતિ અને જયંતિ દલાલ સ્મૃતિ સમિતિ

ઑગસ્ટની ૨૪મીએ નર્મદ જયંતી અને શ્રી જયંતિ દલાલની પુણ્યતિથિને દિવસે શ્રી ઈશ્વર પેટલીકર સ્મૃતિ સમિતિનો કાર્યક્રમ જોડી એક સંયુક્ત વિશિષ્ટ કાર્યક્રમ યોજાયો હતો. ગોવર્ધન-ભવનના એક ખંડને ઈશ્વર પેટલીકર ખંડનું નામાભિમાન કરવામાં આવ્યું ઉપરાંત પેટલીકરના જીવનકાર્ય અને લેખનને મૂલવવાનો પ્રયત્ન કરતા સ્મૃતિગ્રંથ 'સગાઈ'નું પ્રકાશન જાહેર કર્યું. આ ગ્રંથનું સંપાદન શ્રી રઘુવીર ચૌધરી અને શ્રી રમેશ ર. દવેએ કર્યું છે. સર્વશ્રી એચ. એમ. પટેલ, અમૃતલાલ યાજ્ઞિક, ચીમનભાઈ સો. પટેલ, ભૂપત વડોદરિયા, દિલાવરસિંહ જાડેજા, રતિલાલ ખુશાલદાસ, યશવન્ત શુક્લ, શિવકુમાર જોષી, પ્રકાશ શાહ, રઘુવીર ચૌધરી, રમેશ ર. દવે વગેરેએ આ બન્નેને ભાવભરી અંજલિ આપી હતી.

શ્રી ઈશ્વર પેટલીકર સ્મૃતિ સંમિતિને મળેલા કુલ દાનની રકમ રૂ. ૩૮,૩૧૩ના મુખ્ય દાતાઓ છે : સર્વશ્રી છગનભાઈ ઉમેદભાઈ પટેલ, શરદ બ્રધર્સ, પી. ગુરુદત્ત એન્ડ કંપની, યુનાઈટેડ ડાયૂઝ, વીણાબહેન આપાજી અમીન, કમળાબહેન જશભાઈ પટેલ, આણંદ અર્બન કો. ઓ. બૅન્ક લિ., જ્યોતિબહેન ભાલરિયા, રામભાઈ નાથાભાઈ અમીન, વી. જે. કુટમુટિયા, આણંદ નગરપાલિકાના પ્રમુખ શ્રી બાબુભાઈ ગિ. પટેલ તથા આણંદ નાગરિક સહકારી બૅંકના પ્રમુખે પણ આ નિમિત્તે દાન આપવાની ઇચ્છા પ્રકટ કરી છે.

શ્રી જયંતિ દલાલ સ્મૃતિ સમિતિને મળેલા કુલ દાનની રકમ રૂ. ૩૩,૬૪૬ના મુખ્ય દાતાઓ છે : સર્વશ્રી ખુશાલદાસ ગોકળદાસ ચેરિટેબલ ટ્રસ્ટ, હીરાલાલ ભગવતી, સી. સી. શાહ, ભૂપેન્દ્ર ઠાકોરદાસ ચોકસી, ચીમનલાલ નાનાભાઈ વકીલ, મહેશચંદ્ર ટી. ચોકસી, બાબુભાઈ હીરાલાલ એન્ડ કંપની, કર્મક્ષેત્ર ચેરિટી ટ્રસ્ટ, આણંદ મર્કન્ટાઈલ કો. ઓ. બૅન્ક લિ., જી. બી. મોહિલે, ધનેશચંદ્ર ટી. ચોકસી, ચંદ્રકાન્ત ટી. ચોકસી, નવીનચંદ્ર ટી. ચોકસી, કાજલદેવી પ્ર. જાડેજા, બી. કે. મજૂમદાર ટ્રસ્ટના ટ્રસ્ટી શ્રી શ્રેણિકભાઈ કસ્તૂરભાઈ પણ ઉદાર સખાવત કરશે. આ સમિતિના કાર્યક્રમો ૧૯૮૬ના વર્ષમાં યોજાશે.

ડિસેમ્બરની ૧૩મીએ બ્રિટનનિવાસી ગુજરાતી લેખક શ્રી વિનોદ કપાસી સાથે પરિષદ કાર્યાલયમાં એક ગોષ્ઠીનું આયોજન કરવામાં આવ્યું તેમાં બ્રિટનમાં ગુજરાતી ભાષા અને સાહિત્ય અંગે થતી પ્રવૃત્તિઓનો તેમણે ખ્યાલ આપ્યો અને પ્રશ્નોત્તરી થઈ.

ડિસેમ્બરની ૧૩મીએ યોજાયેલી શ્રદ્ધાંજલિસભામાં સ્વ વાડીલાલ ડગલી, રતિલાલ દેસાઈ, ભાનુ અધ્વર્યુ અને વિજુ ગણાત્રાને શ્રી યશવંત શુક્લના પ્રમુખપદે કુમારપાળ દેસાઈ, રઘુવીર ચૌધરી, પુષ્પાબહેન ચાવડા, રમણલાલ જોશી, યશવંત મહેતા, જયંત પંડ્યા અને ભોળાભાઈ પટેલે શ્રદ્ધાંજલિઓ આપી.

પરિષદના ઉપક્રમે ચાલતી શ્રી યશવન્ત પંડ્યા સ્મારક વ્યાખ્યાનમાળાના દશમા વ્યાખ્યાનનું આયોજન ડિસેમ્બરની ૧૩મીએ ભાવનગરમાં કરવામાં આવ્યું હતું તેમાં શ્રી વિનોદ અધ્વર્યુએ 'દર્શકનાં નાટકો' વિશે વ્યાખ્યાન આપ્યું હતું.

### સુરતનું ૩૨મું અધિવેશન

૧૯૮૩ના ડિસેમ્બરની ૩૦, ૩૧ અને ૧૯૮૪ના જાન્યુ.ની પહેલી એ ત્રણ દિવસોમાં સુરતમાં ગુજરાતી સાહિત્ય પરિષદનું બત્રીસમું અધિવેશન યોજાઈ ગયું. સુરતમાં અભૂતપૂર્વ ઠંડીના એ દિવસોમાં પણ પ્રતિનિધિઓ અને પ્રેક્ષકોનું જબરું આકર્ષણ બનેલું આ અધિવેશન સુરતના જ પ્રતાપી પુત્ર વીર નર્મદની સાર્ધ શતાબ્દીના વર્ષમાં યોજાયું હતું એ તેની વિશેષતા હતી. સ્વાગતપ્રવચન પછી પરિષદના મંત્રીપદેથી નિવૃત્ત થતા શ્રી રઘુવીર ચૌધરીએ પરિષદની કામગીરીનો ખ્યાલ આપ્યા બાદ જ્ઞાનવૃદ્ધ સંસ્કારપુરુષ શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ મંગલદીપ પ્રગટાવીને અધિવેશનનું ઉદ્ઘાટન કરતાં ટૂંકું પ્રવચન પણ આપ્યું. નિવૃત્ત થતા પ્રમુખ શ્રી મનુભાઈ પંચોળી –દર્શકે નવા વરાયેલા પ્રમુખ શ્રી યશવન્ત શુક્લને પદસોંપણી કરી. નવા પરિષદ-પ્રમુખે અત્યાર સુધીની પરંપરાથી નિરાળુ પ્રવચન આપ્યું. શ્રી ઉમાશંકર જોશીના પ્રાસંગિક પ્રવચન બાદ પ્રથમ બેઠક પૂરી થઈ હતી. રાતના સાંસ્કૃતિક કાર્યક્રમમાં નર્મદરચિત 'તુળજી વૈધવ્યચરિત્ર' ભજવાયું હતું, નર્મદરચિત ગીતો ગવાયાં હતાં તથા ગરબાનો કાર્યક્રમ થયો હતો.

ડિસેમ્બરની ૩૧મીએ સવારે બીજી બેઠક શરૂ થઈ. સર્જનવિભાગની

આ બેઠકના અધ્યક્ષ કવિ ઉશનસે 'આધુનિક-ગુજરાતી કવિતા કટોકટી અને પુનર્વિચારણાની પળ' વિશેનું પોતાનું વ્યાખ્યાન આપ્યા બાદ સર્વશ્રી સુરેશ દલાલ, નલિન રાવળ, જનાર્દન પ્રાઠક, ચંપકલાલ સંઘવી, નલિન દેસાઈ તથા ભાનુપ્રસાદ પંડયાએ પોતાનાં વક્તવ્યો રજૂ કર્યાં.

બપોરની ત્રીજી બેઠકના અધ્યક્ષ હતા ડૉ. રમેશ શુકલ. 'મારી હકીકત' અને ગુજરાતી આત્મકથાના સાહિત્ય વિશેના આ પરિસંવાદનું પ્રારંભિક પ્રવચન વિભાગીયપ્રમુખે આપ્યા બાદ સર્વશ્રી નારાયણ દેસાઈ, વાસુદેવ મહેતા હેમન્ત દેસાઈ, યાસીન દલાલ, રવીન્દ્ર પારેખ અને તરુલતા પટેલે તેમા ભાગ લીધો હતો. તે રાતના યોજાયેલા સાંસ્કૃતિક કાર્યક્રમમાં સાહિત્ય-મેળાનું સંચાલન શ્રી વિનોદ ભટ્ટે કર્યું હતું.

૧૯૮૪ના જાન્યુઆરીની પહેલી તારીખે આ અધિવેશનની ચોથી અને છેલ્લી બેઠક સવારે મળી હતી. વિવેચનવિભાગની આ બેઠકના અધ્યક્ષપદે પ્રો ચી. ના પટેલ હતા. તેમના પ્રવચનના મહત્ત્વના ત્રણેક મુદ્દાઓ તેમણે વિશદ રીતે રજૂ કર્યા જે ખરેખર મનનીય હતા. ત્યારબાદ સર્વશ્રી રઘુવીર ચૌધરી, પ્રમોદકુમાર પટેલ, હિમાંશુ ભટ્ટ, કનુભાઈ શેઠ વગેરેએ આપેલાં વક્તવ્યો બાદ અધ્યક્ષશ્રીના ટૂંકા ઉપસંહારથી આ બેઠક સમાપ્ત થઈ હતી અને અધિવેશન સાહિત્ય પરિષદના પ્રતિનિધિઓની સામાન્ય સભામાં ફેરવાઈ ગયું હતું. અંદાજપત્ર, સ્વર્ગસ્થ સારસ્વતોને શોકાંજલિ અને ઠરાવો પસાર થયા બાદ આભારવિધિ અને પ્રમુખ શ્રી યશવન્ત શુકલના આભારવચનથી અધિવેશનની સમાપ્તિ થઈ હતી.

સુરતના ૩૨મા અધિવેશનનો અહેવાલ હવે પ્રસિદ્ધ થઈ ચૂક્યો હોવાથી જિજ્ઞાસુઓને વધુ વિગતો તેમાંથી મળી રહેશે.

**રતનપુરનું જ્ઞાનસત્ર**

ગુજરાતી સાહિત્ય પરિષદનું તેરમું જ્ઞાનસત્ર પાલણપુર પાસે આવેલા રતનપુરમાં ૧૯૮૫ના જાન્યુઆરીની ૨૬–૨૭ તારીખોમાં યોજાઈ ગયું. ગ્રામવિસ્તારની આ લોકનિકેતન સંસ્થાનાં સ્થાપક–દંપતી શ્રી પુષ્પાબેન અને હરિસિંહભાઈના સ્વાગત–પ્રવચન બાદ ઉદ્‌ઘાટનપ્રવચનમાં શ્રી ઉમાશંકર જોશીએ આ ભૂમિને તપસાધનાની ભૂમિ ગણાવી અને પ્રજાસત્તાકદિન અને વસંતપંચમીના સુમેળને વધાવ્યો. પરિષદ–મંત્રી શ્રી કુમારપાળ દેસાઈએ વાર્ષિક પરિષદ–પ્રવૃત્તિઓની તવારીખ આપ્યા બાદ પુરસ્કૃત લેખકો માટે આ

વખતનાં ૧૯ પારિતોષિકો જાહેર થયાં હતાં. પરિષદ પ્રમુખ શ્રી યશવન્ત શુક્લે પારિતોષિકોનું વિતરણ કર્યું.

બપોર બાદ મળેલી બીજી બેઠકનો વિષય હતો 'લઘુનવલ'. શ્રી દિગીશ મહેતા આ બેઠકના અધ્યક્ષ હતા અને સંચાલક હતાં પરિષદ-મંત્રી શ્રી ધીરુબહેન પટેલ, સર્વશ્રી ધીરેન્દ્ર મહેતા, નરેશ વેદ, કનૈયાલાલ પંડ્યા, વિનોદ અધ્વર્યુ, ભોળાભાઈ પટેલ, નિરંજન ત્રિવેદી, અશ્વિન દેસાઈ, હીરાબહેન પાઠક, વિનાયક રાવલ, નીતિન વડગામા અને બટુક દલીચાએ વિષયને અનુરૂપ વક્તવ્યો આપ્યાં. રાત્રે લોકનિકેતનની રતનપુર ઉપરાંત અન્ય શાખાઓના વિદ્યાર્થીઓએ ગરબા રજૂ કર્યા. ઉપરાંત બનાસકાંઠાના આદિવાસીઓ તરફથી લોકગીતો-લોકનૃત્યો રજૂ થયાં. મોડી રાતે શ્રી હરિકૃષ્ણ પાઠક સંચાલિત કવિસંમેલન પણ સફળ રીતે પાર પડ્યું.

બીજે દિવસે સવારે જ્ઞાનસત્રની ત્રીજી બેઠક શરૂ થઈ ગઈ. પરિષદ-મંત્રી શ્રી હેમન્ત દેસાઈએ સંચાલન કરેલી આ બેઠકનો વિષય હતો 'સર્જકનું પુનર્મૂલ્યાંકન : શ્રી બળવંતરાય ઠાકોર.' સર્વશ્રી વિનોદ અધ્વર્યુ, નરોત્તમ પલાણ, ઉશનસ, દિલાવરસિંહ જાડેજા, દિનકર દેસાઈ 'વિશ્વબંધુ', હર્ષદ ત્રિવેદી 'પ્રાસન્નેય', અશ્વિન દેસાઈ, રમણલાલ જોશી, ગંભીરસિંહ ગોહિલ વગેરેનાં વક્તવ્યો બાદ શ્રી ઉમાશંકર જોશીએ સમાપન કર્યું. બપોરે ચોથી બેઠક તરત શરૂ થઈ જેનો વિષય હતો 'લોકસંપર્કનાં દૃશ્ય-શ્રાવ્ય માધ્યમો અને સાહિત્ય.' તેના સંચાલક હતા પરિષદના-મંત્રી શ્રી પિનાકિન્ ઠાકોર અને સમાપન કર્યું શ્રી બકુલ ત્રિપાઠીએ. સર્વશ્રી ભાઈ મલજી, કેતન મહેતા, વસુબહેન, રમેશ ર. દવે, યશવન્ત શુક્લ વગેરેએ વક્તવ્યો આપ્યાં હતા. સાંજ પડતાં પહેલાં જ્ઞાનસત્રનું સમાપન શ્રી પુષ્પાબહેન ચાવડાએ આભારદર્શનથી કર્યું.

'પરબ'નો ૧૯૮૫નો એપ્રિલ-મે સંયુક્ત અંક આ જ્ઞાનસત્ર વિશેષાંક તરીકે પ્રસિદ્ધ થયેલો હોઈ તેમાં આ જ્ઞાનસત્રના મોટા ભાગનાં વક્તવ્યોને મુદ્રિત સ્વરૂપ અપાયું છે.

શ્રી ગોપાળરાવ વિદ્વાંસ અને ભાસ્કરરાવ વિદ્વાંસ એ બન્ને ભાઈઓના નામથી દર બે વર્ષે પારિતોષિકો આપવા માટે રૂપિયા ૧૧,૦૦૦ પરિષદને મળ્યા છે તે માટે પરિષદ આભાર માને છે.

**શ્રી ચી. મં. ગ્રંથાલય**

૧૯૮૩ના નવેમ્બરની ૨૯મીએ જેનો વિધિસરનો નામકરણવિધિ થયો હતો તે શ્રી ચીમનલાલ મંગળદાસ ગ્રંથાલય માટે મળેલા રૂ. ૧,૭૧,૧૧૧ના

[અનુસંધાન ૨૬મા પાને]

## ૧૯૮૨–'૮૩ની શ્રેષ્ઠ સાહિત્યકૃતિઓ માટે પરિષદ દ્વારા રતનપુર જ્ઞાનસત્રમાં વિવિધ પારિતોષિકો અપાયાં તેની વિગતો

| પારિતોષિકનું નામ | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક |
|---|---|---|---|
| ૧. શ્રી ઉમા–સ્નેહરશ્મિ પારિતોષિક | 'મૃગયા' | શ્રી જયન્ત પાઠક | કુમકુમ પ્રકાશન, અમદાવાદ |
| ૨. શ્રી અરવિંદ સુવર્ણચંદ્રક પારિતોષિક | 'કૃષ્ણ અને માનવ-સંબંધો' | શ્રી હરીન્દ્ર દવે | એન. એમ. ત્રિપાઠી |
| ૩. શ્રી રામપ્રસાદ પ્રે. બક્ષી પારિતોષિક | 'કાન્ત વિશે' | શ્રી ભૃગુરાય અંજારિયા | આર. આર. શેઠ |
| ૪. શ્રી હરિલાલ માણેકલાલ દેસાઈ પારિતોષિક | 'દ્રુમપર્ણ' | શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી | ચીમનલાલ લિટરરી ટ્રસ્ટ |
| ૫. શ્રી કાકાસાહેબ કાલેલકર પારિતોષિક ('૮૨) | 'ભૂરા આકાશની આશા' | શ્રી સુરેશ દલાલ | મિહિકા પબ્લિકેશન્સ |
| ('૮૩) | 'પાસપોર્ટની પાંખે' | શ્રી રમણલાલ ચી. શાહ | આર. આર. શેઠ |
| ૬. શ્રી બટુભાઈ ઉમરવાડિયા પારિતોષિક (ત્રીજું ઇનામ) | 'મંચલિપિ' | શ્રી ચંપૂ વ્યાસ | વિજયરાજ પ્રકાશન, વડોદરા |
| ૭. શ્રી ભગિની નિવેદિતા પારિતોષિક (૧૯૮૨) | 'જીવનસંધ્યાનું સ્વાગત' | શ્રી મીરા ભટ્ટ | શિશુવિહાર, ભાવનગર |
| (૧૯૮૩) | 'પર્વ' | શ્રી હિમા યાજ્ઞિક | વિહાર પબ્લિકેશન્સ |

| | | |
|---|---|---|
| ૮. શ્રી નટવરલાલ માલવી (બાલસાહિત્ય) પારિ. 'બહુબીન' | શ્રી ઈશ્વર પરમાર | વેણુ પ્રકાશન, અમદાવાદ |
| ૯. શ્રી જ્યોતીન્દ્ર હ. દવે હાસ્ય પારિતોષિક 'વિનોદાયનં' | શ્રી મધુસૂદન પારેખ | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય |
| ૧૦. શ્રી એનીબહેન સરૈયા (કિશોરસાહિત્ય) પારિ. 'કુમારનાં સાહસો' | શ્રી યશવન્ત મહેતા | ,, |
| ૧૧. શ્રી તખ્તસિંહ પરમાર પારિતોષિક 'મારા હાથની વાત' (લેખકનુ પ્રથમ પુસ્તક) | શ્રી સરૂપ ધ્રુવ | નક્ષત્ર ટ્રસ્ટ |
| ૧૨. શ્રી. બી. એન. માંકડ પારિતોષિક (૧) 'પંખીજગત' | શ્રી પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ | પ્રકાશ સાહિત્ય ભંડાર |
| (વિજ્ઞાનવિષયક) (૨) 'વિજ્ઞાનપ્રકાશ' | શ્રી રમેશ પટેલ | સુવાસિત સાહિત્ય પ્રકાશન |
| ૧૩. પરમાનંદ કુંવરજી કાપડિયા પારિ. 'શબ્દવેધ' | શ્રી જયન્ત પંડયા | ગુ સા. પરિષદ |
| ૧૪. મહેન્દ્ર ભગત પારિતોષિક (કવિતા માટે) 'કલિક' | શ્રી જયેન્દ્ર શેખડીવાળા | ,, |
| ૧૫. શ્રી ઉશનસ્ પારિતોષિક (દીર્ઘકાવ્ય) 'બાહુક' | શ્રી ચિનુ મોદી | આર. આર. શેઠ |
| ૧૬. શ્રી દિલીપ મહેતા પારિ. (ગઝલસંગ્રહ) 'મુકામ પોસ્ટ માણસ' | શ્રી નયન હ. દેસાઈ | તન્ની પ્રકાશન, સુરત |
| ૧૭. શ્રી રમણલાલ પાઠક પારિતોષિક (નવલિકાસંગ્રહ) 'હનુમાનલવકુશમિલન' | શ્રી ભૂપેશ અધ્વર્યુ | ગુ. સા. પરિષદ |
| ૧૮. શ્રી સદ્વિચાર પરિવાર પારિતોષિક 'ચિરંતના' | શ્રી મકરન્દ દવે | એન. એમ. ત્રિપાઠી |
| ૧૯. શ્રી પ્ર. ત્રિવેદી પારિ. (શિક્ષણવિષયક)– | કોઈ નહિ | – |

દાનના પરિષદના પ્રથમ દાતા શ્રી અનુભાઈ ચીમનલાલ છે. ગ્રંથાલયની આ પ્રવૃત્તિમાં પોતાના કુટુંબને સહભાગી બનવાનું ગૌરવ શ્રી અનુભાઈ ધરાવે છે. આ ગ્રંથાલયને ગુજરાત સરકાર દ્વારા જાહેર ગ્રંથાલય તરીકે માન્યતા પ્રાપ્ત થઈ છે: ૧૭ વર્ષની વય પૂરી કરેલ વ્યક્તિ તેનું સભ્યપદ મેળવવાપાત્ર ગણાય છે. પરિષદના આજીવન અને સામાન્ય સભ્યો આ ગ્રંથાલયનો લાભ લઈ શકે છે. સાહિત્યવારસાને સંચિત કરવા ઉપરાંત સંશોધન-સંપાદન ઇત્યાદિ માટે આવશ્યક સેવાઓ પણ આ ગ્રંથાલય પૂરી પાડે છે. દિવંગત તેમ જ વિદ્યમાન અનેક સારસ્વતો તરફથી ગ્રંથો-સામયિકો ભેટ મળતાં રહ્યાં છે. ગયા વર્ષે વિવિધ દાતાઓ તરફથી રૂ. ૨૭,૫૦૫ ગ્રંથાલયના કબાટો માટે મળ્યા છે.

પરિષદ આ સર્વે દાતાઓની આભારી છે. આ ગ્રંથાલયમાં આશરે ૨૦,૪૦૦ જેટલાં પુસ્તકો અને શ્રી ગો. મા. ત્રિપાઠીની ૧૦ તેમ જ નરસિંહરાવ દિવેટિયાની ૩૫ હસ્તપ્રતોનો સંગ્રહ છે.

**પરિષદનો સભ્યો**

પરિષદના આજીવન અને સામાન્ય સભ્યોમાં સતત વધારો થતો જ રહ્યો છે. અત્યારે લગભગ ૧૪૫૦ જેટલા આજીવન સભ્યો અને ૪૦૦ ઉપરાંત સામાન્ય સભ્યો છે. અધિવેશન અને જ્ઞાનસત્ર વખતે ઉપસ્થિત રહેવા ખાતર સભ્યો બનનારની સંખ્યા સતત વધતી જ રહે છે. પરિષદના દરેક સભ્યને માસિક મુખપત્ર 'પરબ' ભેટ મળતું રહે છે.

મુંબઈના શ્રેષ્ઠિ શ્રી કિરણભાઈ લલ્લુભાઈ પટેલ રૂપિયા પાંચ હજાર આપીને સંવર્ધક સભ્ય બન્યા છે.

**બુધકવિસભા**

શ્રી પિનાકિન ઠાકોર અને શ્રી ધીરુ પરીખ દર બુધવારે રાત્રે નિયમિત આ સભાની પ્રવૃત્તિ પરિષદ-કાર્યાલયમાં ચાલુ રાખી રહ્યા છે.

**સ્વાધ્યાયપીઠો**

સહૃદય શ્રેષ્ઠિઓ અને સાહિત્યરસિકોને જણાવતાં આનંદ થાય છે કે પરિષદે ચાર ચેર (સ્વાધ્યાયપીઠો) સ્થાપવા સંકલ્પ કર્યો છે: (૧) હેમચંદ્રાચાર્ય સ્વાધ્યાયપીઠ (૨) ભક્ત કવિ નરસિંહ મહેતા સ્વાધ્યાયપીઠ (૩) કનૈયાલાલ મુનશી સ્વાધ્યાયપીઠ (૪) ઝવેરચંદ મેઘાણી લોકસાહિત્ય સ્વાધ્યાયપીઠ. આમાં શ્રી મુંબઈ જૈનયુવક સંઘ તરફથી રૂ. ૧,૧૧,૧૧૧ શ્રી ચીમનલાલ ચકુભાઈ શાહની સ્મૃતિમાં હેમચંદ્રાચાર્ય સ્વાધ્યાયપીઠ માટે દાન તરીકે મળ્યા છે. લલ્લુભાઈ મ. પટેલ પ્રેરિત શ્રી ઝવેરચંદ મેઘાણી લોકસાહિત્ય

સ્વાધ્યાયપીઠ માટે આજ સુધીમાં કુલ રૂ. ૧,૮૮,૭૧૨નાં દાન મળેલાં છે. નરસિંહ મહેતા સ્વાધ્યાયપીઠ માટે રૂ. ૩૭,૦૦૦નાં દાન મળેલાં છે પરિષદ આ સર્વે દાતાઓની આભારી છે.

## સાહિત્યમાં રુચિ જગાડતી પરીક્ષા-પ્રવૃત્તિ

ગુજરાતી સાહિત્યના પ્રખર પંડિતો ઉપરાંત વિશ્વમાન્ય વિભૂતિ ગણાતા ગાંધીજી પરિષદ-પ્રમુખ તરીકે આ સંસ્થાને શોભાવી ચૂકયા હોઈ ગુજરાતી ભાષા-સાહિત્ય પ્રત્યે રુચિ કેળવવા પરિષદ બધી રીતે પ્રતિબદ્ધ છે. બૃહદ્-ગુજરાતના વિદ્યાર્થીઓને સાહિત્યમાં રુચિ લેતા કરવાના પ્રયત્નરૂપ પરીક્ષા-પ્રવૃત્તિ દ્વારા ગુજરાતી સાહિત્યનાં વિવિધ પાસાને આવરી લેવા પરિષદ કટિબદ્ધ છે. 'આસ્વાદ', 'સંસ્કાર' અને 'દીક્ષા' જેવાં ક્રમિક સોપાનોવાળા અભ્યાસક્રમ માટે લેવાતી આ પરીક્ષાઓના વિશેષ પ્રચાર માટે વલ્લભ-વિદ્યાનગરના ચારુતર વિદ્યામંડળનો સહયોગ સાંપડયો. ૧૯૮૩ના ઑક્ટોબરમાં ૧૪ કેન્દ્રો પરથી લેવાયેલી 'આસ્વાદ' પરીક્ષાનું પરિણામ ૬૪ ૨૭ ટકા અને 'સંસ્કાર'નું ૪૬ ટકા આવ્યું હતું. 'દીક્ષા'માં કોઈ ઉત્તીર્ણ થયું નહોતું. ૧૯૮૪ના ડિસેમ્બરમાં લેવાયેલી પરીક્ષા ૯ કેન્દ્રો પરથી લેવાઈ હતી. 'આસ્વાદ'નું ૬૭.૨૫ ટકા, 'સંસ્કાર'નું ૯.૫ ટકા અને 'દીક્ષા'નું ૩૩ ટકા પરિણામ આવ્યું હતું. પ્રત્યેક પરીક્ષામાં પ્રથમ ત્રણ આવનારને પારિતોષિકો અપાયાં હતાં. પરીક્ષાઓના વિશેષ પ્રચાર માટે આ ડિસેમ્બરના ૧૬મીની પરીક્ષાસમિતિની મળેલી બેઠકમાં એવું નક્કી કરવામાં આવ્યું કે પરિષદ તરફથી લેવાતી 'આસ્વાદ' અને 'સંસ્કાર' પરીક્ષા હાલ મુલતવી રાખી 'દીક્ષા' પરીક્ષા અમદાવાદ કેન્દ્રમાં જ ચાલુ રાખવી, અને તે ૧૯૮૬ના માર્ચ પહેલાં લઈ લેવી. તેમ જ પરીક્ષા–ફી રૂ. ૫૦/– રાખવી.

## સભાગૃહ, પરિસંવાદ અને અતિથિગૃહ

ગોવર્ધન-ભવનમાં સાહિત્યિક તેમ જ શૈક્ષણિક સંસ્થાઓના વિવિધ કાર્યક્રમો અને નાટયપ્રયોગો માટે ૩૦૦ બેઠકોવાળું અદ્યતન શ્રી રા. વિ. પાઠક સભાગૃહ છે. ગ્રીનરૂમની સગવડવાળા આ સભાગૃહને વાતાનુકૂલનની સગવડ માટે દાતા મળી રહે તો બારે માસ તેનો ઉપયોગ થઈ શકે તેવા શાંત વાતાવરણમાં તેની ઉપસ્થિતિ છે. સીમિત પ્રેક્ષકો સમક્ષ રજૂ કરાતા કાર્યક્રમો માટે આ ભવનના પરિસંવાદખંડમાં અવારનવાર કાર્યક્રમો યોજાતા રહે છે. બહારગામથી અમદાવાદમાં પધારતા કલાપ્રેમીઓ તથા સંશોધકોને એમની કામગીરીમાં સહાયરૂપ થવાના હેતુથી પરિષદનું અતિથિગૃહ ઓછા ખર્ચે ઊતરવાની વ્યવસ્થા આપે છે. આ સ્વાધ્યાયનિવાસના ચાર ખંડમાં

દરેકમાં બે વ્યક્તિની નિવાસવ્યવસ્થા છે. એ જ રીતે પરિષદનું મેઘાણી પ્રાંગણ પણ સાંસ્કૃતિક કાર્યક્રમો માટે અનુરૂપ ગણી શકાય તેવી નદીકિનારાની અફાટ જમીનને આવરી લે છે. આ બધાં અંગે ખર્ચફાળાની વિગતો પરિષદ કાર્યાલયમાંથી મળી શકે છે.

**પ્રવૃત્તિસભર બે વર્ષ**

સુરત અધિવેશનથી પુણે અધિવેશન સુધીનાં ૧૯૮૪–'૮૫નાં આ બે વર્ષનો ગાળો અનેકવિધ પ્રવૃત્તિઓથી ગુજરાતી સાહિત્ય પરિષદને પાંગરવાનો અને પમરાટ પ્રસરાવવાનો ગણાવી શકાય. સંઘભાવના અને કુટુંબભાવનાથી તેમ જ સ્વૈચ્છિક સેવાભાવનાથી રસાયેલો સમુદાય આ સંસ્થાને સાંપડ્યો છે. એ જ રીતે આ સંસ્થાને સહાયરૂપ થતી ગુજરાતી પ્રજા માટે તો શ્રી ક૦ લા૦ સ્વાધ્યાયમંદિરના ઉદ્ઘાટન-પ્રવચનમાંથી, ઉમાશંકરભાઈએ યાદ કરેલું કૌટિલ્યના 'અર્થશાસ્ત્ર'નું વચન અહીં દોહરાવી શકાય તેમ છે: 'અર્થ'ની પાછળની ભાવનામાં પ્રથમ તો ભેગું કરવું; બીજું, ભેગુ કરેલું વધારવું; ત્રીજું, વધારેલું જાળવવું ને એની માવજત કરવી; પણ ચોથી અને મુખ્ય વસ્તુ ધન અંગે એ છે કે 'वृद्धस्य तीर्थेषु प्रतिपादनी च' – તીર્થસ્વરૂપ વ્યક્તિઓ અને સંસ્થાઓમાં જઈને ધન નિવેદિત કરવું."

આવી ભાવના ગુજરાતી સાહિત્ય પરિષદ પ્રત્યે જાગે તેવી તેની 'તીર્થસ્વરૂપ' વય – એકયાસીમા વર્ષમાં પ્રવેશી હોવાથી – ગણી શકાય.



# પરિષદનું પુણે અધિવેશન

## નિરંજના વોરા

શ્રી ગુજરાતી કેળવણી હિતવર્ધક મંડળ, પુણેના નિમંત્રણથી ગુજરાતી સાહિત્ય પરિષદનું ૩૩મું અધિવેશન તા. ૨૮, ૨૯ ડિસેમ્બર ૧૯૮૫ના દિવસોમાં પુણે શહેરમાં ભરાઈ ગયું.

પુણેના કેમ્પવિસ્તારમાં અધિવેશન માટે સજાવેલા સ્થળને ગુજરાત મહારાષ્ટ્રના સેતુરૂપ કાકાસાહેબ કાલેલકરના જન્મશતાબ્દી વર્ષમાં યોગ્ય રીતે જ કાકાસાહેબ કાલેલકરનગર નામ આપવામાં આવ્યું હતું.

અધિવેશનનો આરંભ અત્યંત ઉમંગભર્યા વાતાવરણમાં ૨૮ ડિસેમ્બરની સવારે સાહિત્યકારો અને સાહિત્યરસિકોની શોભાયાત્રાથી થયો હતો તેમાં શાળાના છાત્રો અને સ્થાનિક પ્રજાજનો પણ જોડાયા હતા.

અધિવેશનની ઉદ્‌ઘાટન-બેઠકનો આરંભ 'અંતર મમ વિકસિત કરો' એ પ્રાર્થનાથી થયો. અહીંની શાળાના છાત્રોએ તે પછી ગુજરાતની અસ્મિતાનું જયગાન 'જયજય ગરવી ગુજરાત' રજૂ કર્યું. દરમ્યાનમાં આખો સભામંડપ શ્રોતાઓથી ભરાઈ ગયો હતો.

અધિવેશનના સ્વાગતપ્રમુખ તરીકે શ્રી રમેશભાઈ શાહે સૌ ઉપસ્થિત સાહિત્યરસિકોને આવકાર આપ્યો. આરંભમાં તેમણે કાકાસાહેબ કાલેલકરની ઉપલબ્ધિઓને બિરદાવીને કહ્યું કે કાકાસાહેબની જન્મશતાબ્દીના વર્ષમાં સૌ વિદ્વદ્‌જનોને આ કાકાસાહેબ કાલેલકરનગરમાં નોતરી એમની સ્મૃતિને ચિરંજીવ કરવાની તક મળી તેમાં અમારું પરમ સૌભાગ્ય સમજું છું. તેમણે મહારાષ્ટ્ર સાહિત્ય પરિષદનો પણ તેમને સહકાર પ્રાપ્ત થયો છે, એ વાતનો ભારપૂર્વક ઉલ્લેખ કર્યો હતો.

સ્વાગતમંત્રી શ્રી ભાસ્કરભાઈ ભટ્ટે સ્વાગત કરતાં સાહિત્યસર્જનના સંદર્ભે માતૃભાષાદ્વારા કેળવણીના પ્રશ્નને પણ વણી લીધો હતો. ગુજરાતથી દૂર રહેલા ગુજરાતીઓ વતી તેમણે ગુજરાતી ભાષા અને સાંસ્કૃતિક સંકટનો પ્રશ્ન ચર્ચી એ વિષે સૌને વિચારવા અનુરોધ કર્યો હતો. તેમણે કહ્યું હતું કે હૃદય ભીંજવતું સાહિત્ય માણસને અંતર્નિરીક્ષણ કરવા પ્રેરશે. શ્રી ભાસ્કરભાઈએ અધિવેશનના

ઉદ્‌ઘાટક કવિ શ્રી વસંત બાપટનો પરિચય પણ આપ્યો હતો. મંચ પર મરાઠી સાહિત્ય પરિષદના પ્રમુખ શ્રી શંકરરાવ પાટિલ પણ હાજર રહ્યા હતા.

તે પછી ગુજરાતી સાહિત્ય પરિષદના મંત્રી ડૉ. કુમારપાળ દેસાઈએ ગોવર્ધન-ભવનમાં ચાલતી ગુજરાતી સાહિત્ય પરિષદની અનેકવિધ પ્રવૃત્તિઓનો અહેવાલ આપ્યો હતો.

શ્રી વસંત બાપટ મરાઠીના ઉત્તમ કવિ તો છે જ, એ તુલનાત્મક સાહિત્યના અધ્યાપક પણ હતા. તેમણે ૩૨ ઘંટનાદ સાથે ઉલ્લસિત સાહિત્યિક વાતાવરણમાં 'પ્રજ્ઞાદીપ' પ્રકટાવીને ગુજરાતી સાહિત્ય પરિષદના આ ૩૩મા અધિવેશનનું વિધિવત્ ઉદ્‌ઘાટન કર્યું.

સૌના આશ્ચર્ય વચ્ચે શ્રી બાપટે પોતાનું પ્રવચન ગુજરાતીમાં આપવાનું શરૂ કર્યું અને તે પણ સહજ સ્વાભાવિક ગુજરાતીમાં. તેમણે પ્રાચીન સમયથી ગુજરાતી–મરાઠી સાહિત્યમા જે આદાનપ્રદાનની પ્રક્રિયા ચાલતી રહી છે, તે વાત સદૃષ્ટાંત ઉપસાવી હતી. સાને ગુરુજીદ્વારા પ્રેરિત 'આંતર ભારતી' – ભારતની વિભિન્ન ભાષાઓના સાહિત્યની પરસ્પર આદાન પ્રદાનની વાત પર પણ ભાર મૂકયો. વ્યાખ્યાનને છેડે તેમણે કેટલીક વાતો મરાઠી ભાષામા કહી પછી ગુજરાતીમાં ઉપસંહાર કર્યો હતો.

શ્રી યશવન્ત શુકલ નિવૃત્ત થતા પ્રમુખ હતા. તેમણે આ પ્રસંગે વરાયેલા પ્રમુખ શ્રી કે કા શાસ્ત્રીને પ્રમુખપદની સોંપણી કરતી વખતે સૌનો હૃદયપૂર્વક આભાર માન્યો હતો શ્રી યશવન્તભાઈએ કહ્યું કે વિવિધ વિષયોના ખેડાણદ્વારા ભાષા વિકસે અને ભાષાદ્વારા વિષયો વિકસે એ જોવું જોઈએ. પોતાના પ્રવચનમાં તેમણે ગુજરાતી ભાષાના એક વૈજ્ઞાનિક કોશની આવશ્યકતા નિર્દેશી હતી. 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત' એવો ઉદ્‌ઘોષ કરી તાલીઓના ઉષ્માભર્યા સ્વાગત વચ્ચે શ્રી કે. કા. શાસ્ત્રીએ પ્રમુખપદનો સ્વીકાર કર્યો.

આ પ્રસંગે ડૉ. ર. ચી. શાહે નવા પ્રમુખ શ્રી. કે. કા. શાસ્ત્રીએસાહિત્યિક ઉપલબ્ધિઓનો, તેમણે કરેલી ગુજરાતી ભાષાની સેવાનો રસમય રીતિમાં પરિચય આપી વાતાવરણ હળવું બનાવ્યું હતું.

પ્રમુખ તરીકેના પોતાના દીર્ઘ પ્રવચનમાં શ્રી કે. કા. શાસ્ત્રીએ આર્યભાષાઓ, ગુજરાતી ભાષાનો ઉદ્‌ગમ, મધ્યકાલીન ગુજરાતી, અર્વાચીન ગુજરાતી, ગુજરાતી વ્યાકરણ, ગુજરાતી જોડણી અને ગુજરાતી કોશ – એ મુદ્દાઓને આવરી લીધા હતા. વ્યાખ્યાનમા કેટલીક માન્યતાઓ અંગેના તેમના આગ્રહો તરી આવ્યા. જોડણી પરત્વે, જે ઉચ્ચારણ અને લેખન વચ્ચે અંતર છે, તે દૂર કરવા પર તેમણે ભાર મૂકયો. વ્યાખ્યાનને અંતે તેમણે નવી પેઢીને અનુરોધ કર્યો કે પૂર્વસૂરિઓના ગ્રંથોનું વાચન અને અધ્યયન કરતા રહેવું જોઈએ.

શ્રી કે. કા. શાસ્ત્રીનું પ્રવચન ચાલતું હતું, તે સમયે મંડપ બહાર પુણેના દલિત પેન્થરોએ સૂત્રોચ્ચાર કર્યા હતા. તેમની માગણી હતી કે ગુજરાતમાં અનામત વિરોધી જે આંદોલનો થયાં તેને વખોડતો ઠરાવ સાહિત્ય પરિષદે પસાર કરવો જોઈએ. શ્રી યશવન્ત શુક્લ, મંચ પર ઉપસ્થિત પુણે નગરના મેયરશ્રી અને અન્ય સ્થાનિક અગ્રણીઓએ એ અંગે યોગ્ય કરવા ખાતરી આપી હતી.

શ્રી ઉમાશંકર જોશીએ કવિ ન્હાનાલાલની ઉક્તિનું સ્મરણ કરાવી કહ્યું કે પ્રજાજીવનનો ઘસારો ઉત્સવો ઉજવવાથી ચાલ્યો જાય છે. આ પ્રસંગે આપણે બધા એક જુદી તાજગી અનુભવી રહ્યા છીએ. પુણે નગરપાલિકાના મેયરશ્રી દત્તા એકબોટેએ પણ પ્રાસંગિક પ્રવચન કર્યું હતુ. શ્રી કનૈયાલાલ શ્રોફે આભારવિધિ કરી હતી.

બપોરે બીજી બેઠક હતી સર્જનવિભાગની. આ બેઠકના અધ્યક્ષ હતા શ્રી ચંદ્રકાન્ત શેઠ. સર્જનવિભાગમાં આ વખતે લલિત નિબંધનું સાહિત્યસ્વરૂપ હતું. ડૉ. દિલાવરસિંહ જાડેજાએ અધ્યક્ષશ્રીના સાહિત્યકૃતિત્વનો પરિચય આપ્યો હતો, તેમાંય નિબંધકાર ચંદ્રકાન્ત શેઠનો સવિશેષ.

'મારા મનની વાત એ શીર્ષક નીચે શ્રી ચંદ્રકાન્ત શેઠે નિબંધની રસમયી શૈલીમાં પ્રવચન આપ્યું, જેમાં નિબંધના પોતાના ખ્યાલો પણ વણી લીધા હતા. પ્રવચનના આરંભમાં એમણે સંવેદનશીલ સર્જકની વાણીને ગ્રહણ કરનારા કાનની આવશ્યકતા પર ભાર મૂક્યો હતો, તેમણે 'શબ્દનો સવિશેષ મહિમા કર્યો અને પછી કહ્યું કે નિબંધ એક નિબંધકાર તરીકે તેમને કોઈ ચોકઠામાં જડી કુંઠિત કરી દેનારું જડ માધ્યમ નથી, પણ વ્યક્તિત્વને ખોલનારું એક જીવંત માધ્યમ છે.

આમંત્રિત વક્તા તરીકે શ્રી દિગીશ મહેતાએ પોતાના પ્રવચનમાં કહ્યું કે આજકાલ કેમ 'લખવું' એના કરતાં કેમ 'લેખક' થવું એ મહત્ત્વની બાબત બની ગઈ છે. આપણી લખવાની શૈલી બદલાઈ નથી, લેખક થવાની શૈલી બદલાઈ છે. તેમણે કહ્યું કે ગુજરાતી ભાષાનું ગદ્ય હજુ ઘડાયું નથી. ગુજરાતી ભાષામાં જાણે વળ નથી, ચુસ્તી નથી. એ સંદર્ભે તેમણે આજકાલ વર્તમાનપત્રોમાં લખાતી કટારોનો બહુ મહિમા કર્યો. એથી જુદી જુદી રીતિની ગુજરાતી ભાષા ખેડાય છે, એવી એમની માન્યતા હતી.

બીજા આમંત્રિત વક્તા શ્રી બકુલ ત્રિપાઠીએ કહ્યું કે કવિતાને એનું શાસ્ત્ર નિયમ બંધનો છે, પણ નિબંધ સ્વૈરવિહારી છે. તેમણે ભારપૂર્વક કહ્યું કે કવિતા કરતાં નિબંધની વાત જુદીજુદી છે એટલે કદાચ એમાં રૂપરચનાની મથામણ વધારે અનુભવાય છે.

એ પછી શ્રી હિમાંશુ ભટ્ટે 'નિબંધકાર કાકાસાહેબ', શ્રી રમેશ ર. દવેએ 'ચાલ્યા ચીલે નવ ચાલે' શીર્ષક નિબંધો વાંચ્યા હતા. આ પ્રસંગે શ્રી અમૃતલાલ

શાસ્ત્રીને અર્પણ કરવામાં આવ્યો હતો. એ મંગલદીપ સારસ્વતસાધનાની કેડી પર સદા પ્રકાશ પાથરતો રહેશે એવી આશા પ્રગટી રહી.

રાત્રે ૮-૩૦ વાગ્યે યોજેલા સાંસ્કૃતિક કાર્યક્રમમાં સૌ પ્રથમ સંગીત ભવન ટ્રસ્ટ તરફથી શ્રી અજિત શેઠે કાકાસાહેબના જીવન અને કવન પર આધારિત એક દૃશ્યશ્રાવ્ય કાર્યક્રમ રજૂ કર્યો. એ સાથે શ્રી ઉમાશંકર જોશીની કવિતા 'શોધ' તથા સદ્‌ગત મણિલાલ દેસાઈ અને સદ્‌ગત જગદીશ જોશીનાં ગીતોનો પણ દૃશ્યશ્રાવ્ય કાર્યક્રમ રજૂ કર્યો.

તે પછી હતું કવિ સંમેલન. સંમેલનમાં હાજર કવિઓને કાવ્યપાઠ માટે નિમંત્રણ આપવામાં આવ્યું હતું. કવિસંમેલનનું સંચાલન શ્રી સુરેશ દલાલે સંભાળ્યું હતું. મોડી રાતે પ્રસન્નતાના વાતાવરણ વચ્ચે ૩૩મા અધિવેશનના સર્વ કાર્યક્રમો પૂરા થયા હતા.

**ગુજરાતી સાહિત્ય પરિષદના પુણે મુકામે મળી ગયેલા**
**૩૩મા અધિવેશનમાં સર્વાનુમતે પસાર થયેલા ઠરાવો**

(૧) મહારાષ્ટ્રના સપૂત દેશની સ્વાધીનતા માટે તરુણાવસ્થામાં ઝઝૂમનાર એકનિષ્ઠ રાષ્ટ્રભક્ત, મહાત્મા ગાંધીજીના વિશ્વસ્ય સાથીઓમાં એક, અનેક વિદ્યાઓના અઠંગ અભ્યાસી એવા જીવનનિષ્ઠ સારસ્વત, ભારતીય ભાષાઓના અને વિવિધ ભાષાભાષી પ્રજાઓના અત્યંત ચાહક, અઠંગ પ્રવાસી અને મનીષિ, સમન્વય મંત્રના ઉદ્‌ગાતા, જન્મે મરાઠીભાષી હોવા છતાં ગુજરાતી ભાષાને આત્મસાત કરીને મહાત્મા ગાંધી પાસેથી સવાઈ ગુજરાતીનું બિરુદ મેળવનાર વિદ્યાર્થી વત્સલ કેળવણીકાર એવા સદ્‌ગત કાકાસાહેબ કાલેલકરના જન્મ-શતાબ્દી વર્ષમાં પુણેમાં કાલેલકરનગરમાં મળી રહેલું ગુજરાતી સાહિત્ય પરિષદનું આ ૩૩મું અધિવેશન પુણે નગરની મહાનગરપાલિકાને, તેના મહાપૌર કૉર્પોરેટરો અને અધિકારીવર્ગને તેમ જ પુણે નગરની પ્રજાને સર્વાનુમતે અનુરોધ કરે છે કે ગુજરાતી સાહિત્ય પરિષદનું ૩૩મું અધિવેશન જ્યાં મળી રહ્યું છે તે કૅમ્પ વિસ્તારને કાલેલકરનગર એવું નામ આપવાનો ઠરાવ મહાનગરપાલિકા કરે અને તેમ કરીને એક અસાધારણ સારસ્વત અને રાષ્ટ્રભક્તનાં સ્મરણોને તેમનાં જન્મશતાબ્દી વર્ષમાં ઉચિત સન્માનાંજલિ અર્પે.

(૨) પુણે નગરના કાલેલકરનગરમાં મળી રહેલું ગુજરાતી સાહિત્ય પરિષદનું આ ૩૩મું અધિવેશન દલિત પેન્થર પુણેના કાર્યકરોએ આપેલા નિવેદનની નોંધ લે છે અને જાહેર કરે છે કે સાહિત્ય એ પ્રેમ, સમાનતા અને સ્વતંત્રતાના મૂલ્યને વરેલી પ્રવૃત્તિ હોવાથી કોઈ પણ સામાજિક આર્થિક અન્યાયને તેનું અનુમોદન હોઈ શકે જ નહીં. મહાત્મા ગાંધીજીના આશીર્વાદ પામેલી ગુજરાતી સાહિત્ય પરિષદ તેમ જ ગુજરાતના સાહિત્યસર્જકો અસ્પૃશ્યતાને કલંક સમજે છે અને કહેવાતા અસ્પૃશ્ય અને વંચિત સમાજ પ્રત્યેના માનવધર્મને હૃદયથી અનુમોદન આપે છે.

(૩) બૃહદ્ મુંબઈ સહિત મહારાષ્ટ્રમાં અને દેશનાં અન્ય રાજ્યોમાં ગુજરાતી બાળકો માટે જે પાઠ્યપુસ્તકો રચાય તેમાં ગુણવત્તા અને જે તે સ્તરનાં વિદ્યાર્થીની ગ્રહણશક્તિને અનુરૂપ ધોરણ જળવાય તેમ જ તેમનામાં ઉદાર ભાવો રોપાય અને ગુજરાતી ભાષાના સંસ્કાર ઉદ્‌ભવે તેવી કૃતિઓને સ્થાન મળે તેવો પ્રબંધ કરાવવા લાગતાંવળગતાં અધિકારીમંડળો સમક્ષ ગુજરાતી સાહિત્ય પરિષદ પોતાનો દૃષ્ટિકોણ રજૂ કરે અને જરૂર પડતાં રૂબરૂ મળીને તે સમજાવે તેવો અનુરોધ ગુજરાત બહાર વસતી ગુજરાતી પ્રજાના હિતમાં અમે કરીએ છીએ.

(૪) મુંબઈ સહિત મહારાષ્ટ્ર તેમ જ દેશનાં અન્ય રાજ્યોમા ગુજરાતી માધ્યમિકના શાળાઓમાંથી ધીમે ધીમે ગુજરાતી માધ્યમ લોપ પામી રહ્યું છે ત્યારે પૂર્વ-પ્રાથમિકથી માંડી સંપૂર્ણ પ્રાથમિક શિક્ષણ ગુજરાતીભાષી વિદ્યાર્થીઓને ગુજરાતી માધ્યમ દ્વારા અપાય તે માટે ગુજરાતી સાહિત્ય પરિષદ લાગતાંવળગતાં તત્ત્વોને શિક્ષણના પાયાના સિદ્ધાંતનું પાલન કરવા માટે પૂરા આગ્રહથી સમજાવે એવી ગુજરાત બહાર વસતી ગુજરાતી પ્રજા વતી અમે અપીલ કરીએ છીએ.

## શોક ઠરાવ

ગુજરાતી સાહિત્ય પરિષદના પુણે મુકામે મળેલા ૩૩મા અધિવેશનના અને તેની પૂર્વેના અધિવેશન વચ્ચે વિદેહ થયેલા નીચેના ગુજરાતી સાહિત્યકારોને આ અધિવેશન શ્રદ્ધાંજલિ સમર્પે છે :

૧. નટવરલાલ જાની
૨. હરિનારાયણ આચાર્ય
૩. સોમાભાઈ ભાવસાર
૪. ગંગાશંકર લ પંડ્યા
૫. એસ. આર. ભટ્ટ
૬. અવિનાશ વ્યાસ
૭. પ્રદ્યુમ્ન ક. દેસાઈ
૮. સુરેશ શેઠના
૯ શાંતિલાલ સોમેશ્વર ઠાકર
૧૦. જયમનગૌરી પાઠકજી
૧૧. દેવશંકર મહેતા
૧૨. મૂળશંકર મો. ભટ્ટ
૧૩. મંજુલાલ ર. મજમુદાર
૧૪. મનુભાઈ પાંધી
૧૫. ભાસ્કરરાવ વિદ્વાંસ
૧૬. અશોક મહેતા
૧૭. જુગતરામ દવે
૧૮. ઇંદ્રજિત મોગલ
૧૯. મુકુંદરાય પારાશર્ય
૨૦. શેખાદમ આબુવાલા
૨૧. ઉમેદભાઈ મણિયાર
૨૨. વિજુબેન ગણાત્રા
૨૩. પ્રભુદાસ પટવારી
૨૪. કાંતિલાલ શંકરલાલ પોટા
૨૫. વાડીલાલ ડગલી
૨૫. રતિલાલ દીપચંદ દેસાઈ
૨૭. ભાનુ અધ્વર્યુ
૨૮. ચુનીભાઈ શાહ (સણોસરા)
૨૯. પૂજાલાલ (પોંડીચેરી)

## પુણેના ૩૩મા અધિવેશનના

# પરિષદ-પ્રતિનિધિઓ

**અમદાવાદ**

શ્રી અનિલાબેન દલાલ
,, અબ્દુલરશીદ મુનશી
,, આર. એન. જોશી
,, આરતી ચિ. ત્રિવેદી
,, ઈન્દુકુમાર બી. વ્યાસ
,, ઉષા ર. ભાવસાર
,, એ. આર. શુક્લ
,, એનાક્ષી વ. માલવી
,, કનુભાઈ ટી. ખડદિયા
,, કલ્પનાબેન વિ. ત્રિવેદી
,, કાંતિ મ. કડિયા
,, કાંતિલાલ મ. ત્રિવેદી
,, કાંતિલાલ મા. આચાર્ય
,, કીર્તિ ર. ચૌધરી
,, કોકિલા કા. કડિયા
,, કૃષ્ણ પંડિત
,, ગીતા પરીખ
,, ગુજરાત વિદ્યાસભા
,, ચંદ્રકાંત ભટ્ટ
,, ચંદ્રકાંત મહેતા
,, ચંદ્રિકાબેન પટેલ
,, ચંદુભાઈ કે. ઠક્કર
,, ચિતુભાઈ મો. વ્યાસ
,, ચિમનલાલ ત્રિવેદી
,, જયન્ત પંડ્યા
,, જયમનબેન દીવાનજી

શ્રી જયશ્રીબેન વિ. ત્રિવેદી
,, જયેશ મ. મોદી
,, જાગૃતિ એ. તલસાણિયા
,, જોલી હ. નાયક
,, ડાહ્યાભાઈ વ્ર. દવે
,, દમયંતીબેન આર. શુક્લ
,, દિનુભાઈ દવે
,, દિનેશ એસ. શાહ
,, દિલીપ જે. શુક્લ
,, દિલીપભાઈ ઠક્કર
,, દૃષ્ટિ ર. ચૌધરી
,, દ્યુમનબેન દીવાનજી
,, નટુભાઈ ગો. કવિ.
,, નલિનકુમાર ભો. ભાવસાર
,, નલિનીબેન એચ. દેસાઈ
,, નિરંજના વોરા
,, નિર્મળા ચી. સોની
,, નૈમિષા આઈ. શાહ
,, પરસદરાય મ. વ્યાસ
,, પરિતોષ ર. વ્યાસ
,, પારુબેન ચૌધરી
,, પારુલ માંકડ
,, પિનાકિન્ ઠાકોર
,, પી. સી. દવે
,, પ્રદ્યુમ્ન એન. શાહ
,, પ્રફુલ એન. મહેતા
,, પ્રવીણભાઈ પરીખ
,, પ્રીતિ અ. શાહ

શ્રી પ્રીતિ સેનગુપ્તા
,, પ્રિયકાન્ત પરીખ
,, ફોલી હ. નાયક
,, બચુભાઈ શં. શાહ
,, બલભદ્ર શુક્લ
,, બાબુલાલ જી. પટેલ
,, બાલુભાઈ વ્યાસ
,, બિપીન પટેલ
,, બિપીન એ. શાહ
,, ભક્તિદાબેન પી. મુનશી
,, ભરતભાઈ ના. ભટ્ટ
,, ભારતીબેન ર. દવે
,, ભાસ્કર સી. ભટ્ટ
,, મફત ઓઝા
,, મહેન્દ્ર એસ. ભટ્ટ
,, મહેન્દ્ર સી. પટેલ
,, માધવ રામાનુજ
,, માલિની ચં. શાસ્ત્રી
,, મીતાબેન સી. જાની
,, મીનાક્ષી આર. ત્રિવેદી
,, મુકુન્દ પી. શાહ
,, યશવંત કડીકર
,, યશવંતકુમાર સી. ઝાલા
,, રઘુવીર ચૌધરી
,, રજનીકાંત ભટ્ટ
,, રજની વ્યાસ
,, રતિદેવ વિ. ત્રિવેદી
,, રત્ના દિ. મહેતા
,, રસણલાલ રા. પ્રજાપતિ
,, રમેશ એલ. બ્રહ્મભટ્ટ
,, રમેશ મ. ભટ્ટ
,, રમેશ ર. દવે

શ્રી રવીન્દ્ર ઠાકોર
,, રંજનબેન વ્યાસ
,, રાગિણી અ. પટેલ
,, રાજશ્રી બી. પટેલ
,, રાજેશ મે. બ્રહ્મભટ્ટ
,, રામચંદ્ર ઠક્કર
,, લક્ષ્મીબેન નાયક
,, લતાબેન ઠક્કર
,, લલિત પટેલ
,, વનરાજ માલવી
,, વિજય વ્યાસ
,, વિભાબેન માંકડ
,, વી. બી. ગણાત્રા
,, શર્વરી ર. વ્યાસ
,, શંકરલાલ ત્રિ. વ્યાસ
,, શિરીષ દેસાઈ
,, સતીશ કે. પરીખ
,, સરોજબેન વ્યાસ
,, સરોજ સી. જોશી
,, સરોજિનીબેન હઠીસિંગ
,, સલોની જોશી
,, સંજય ર. ચૌધરી
,, સી. પી. જાની
,, સુધા બિ. પટેલ
,, સુનીતા ચૂ. મિસ્ત્રી
,, સુમનબેન દીવાનજી
,, સોહિણીબેન ધ્રુવ
,, સ્મિતા દિ. મહેતા
,, હરીશ નાયક
,, હરેશ ત્રિવેદી
,, હસમુખ પાઠક
,, હિંમતલાલ પટેલ

શ્રી હીરાલાલ પો. શાહ

અતુલ

શ્રી તરુબેન આચાર્ય

અમરાપુર

શ્રી જયરાજબેન રણજિતસિંહ
,, મીતાબેન જાની
,, રણજિતસિંહ રાવલજી
,, હંસાબેન ભાવસાર

આણંદ

શ્રી ચંદ્રિકાબેન હ પટેલ
,, વનલતા સી. ભટ્ટ

આદિપુર

શ્રી ઇન્દ્રવદન કે. છાયા

આંબલા

શ્રી એન. ભાઈ પંડ્યા

ઈડર

શ્રી એન. એસ. દવે
,, નીલિમા શુક્લ
,, પ્રસાદ બ્રહ્મભટ્ટ
,, રમણ સોની

ઉગત

શ્રી ગુલાબસિંહ ડા. રાઠોડ
,, નટવરલાલ બી. પટેલ

ઉપલેટા

શ્રી અમૃત રાણીંગા
,, આહમદ મકરાણી
,, કાનજી ધ. ડોબરિયા
,, જયન્ત વસોયા
,, પી. જી. કુંભાણી
,, વિનોદ ર. સોજીત્રા

કલ્યાણ

શ્રી વી. જે. તલાટી
,, ઈન્દુમતી વી. તલાટી

કલોલ

શ્રી અજિત એમ. બારોટ
,, કે. એમ. શાહ
,, જસવંત સી. ભાવસાર
,, જે. આર. ચૌધરી
,, સી. એચ. બારોટ

કાજ

શ્રી વાલમગિરિ ગોસ્વામી

કેશોદ

શ્રી એન. યુ. ગોહિલ
,, કે. એ. મોણપરા
,, વિઠ્ઠલભાઈ હુંબર

ખત્તલવાડા

શ્રી કિશોરચંદ્ર એમ. ભટ્ટ
,, દમયંતીબેન કિ. ભટ્ટ

ગાંધીનગર

શ્રી અતુલ પી. શુક્લ
,, ઊજમશી પરમાર
,, કૌશિકાબેન બી. ત્રિવેદી
,, ગુજરાત ગેઝેટિયર
,, ચંદ્રકાન્ત વાગડિયા
,, ડંકેશ ઓઝા
,, નિર્મળાબેન એચ. પરમાર.
,, પ્રજ્ઞા પટેલ
,, ભાનુભાઈ પંડ્યા
,, ભારતી ડં. ઓઝા
,, શિવકુમાર અં. વર્મા

શ્રી હરિકૃષ્ણ પાઠક
,, હર્ષદ ત્રિવેદી

### ગોંડલ

શ્રી ડી. એલ. સાવલિયા
,, નલિનીબેન જે. જોષી

### ડારા

શ્રી મનુભાઈ ચુ જાની

### જૂનાગઢ

શ્રી કિશોર બી. ભટ્ટ
,, બાલુભાઈ સરડવા
,, મનોજ ખંડેરિયા
,, વૃંદાવન સોલંકી

### જામનગર

શ્રી અભિજિત વ્યાસ
,, ધીરજલાલ પી. ગેરિયા
,, બી. એમ. દોશી
,, સહોબતસિંહજી જાડેજા
,, સોમચંદભાઈ શાહ

### જેતપુર

શ્રી મનહર ચરાડવા

### ઝગડિયા

શ્રી આરતીબેન કુ. ગાંધી
,, કુમુદચંદ્ર ન. ગાંધી

### તાથલ

શ્રી રણજિતસિંહ ઠાકોર

### ધંધુકા

શ્રી સતીશ વ્યાસ
,, નિરંજન યાજ્ઞિક

### ધ્રાંગધ્રા

શ્રી આર. સી. મારુ

શ્રી કિશોર એમ. વ્યાસ
,, ધીરુભાઈ ર. મહેતા
,, પીયૂષ આર. પટેલ
,, પ્રમોદ સી. પરીખ
,, પ્રવીણકુમાર એચ. શાહ
,, રાજેન્દ્રકુમાર આર. વાઘેલા
,, હસમુખ ડી. ગોવાની

### નડિયાદ

શ્રી કિરીટકુમાર જોશી
,, તરુલતા પટેલ
,, તરુલતા મહેતા
,, દિનેશકાન્ત સી. પટેલ
,, દીનાબેન હ. પંડ્યા
,, દેવેન્દ્ર કે. ચૌધરી
,, પુરુરાજ જોષી
,, પ્રફુલ્લ ભારતીય
,, પ્રવીણ કોન્ટ્રાક્ટર
,, પ્રીતમલાલ કવિ
,, બકુલાબેન જોષી
,, મફતભાઈ ચોકસી
,, સોમાભાઈ પટેલ
,, હરિતકુમાર એમ. પંડ્યા

### નવસારી

શ્રી ચંદ્રકાન્ત જે. પંડ્યા
,, વિનોદ જે. પંડ્યા

### નાની દમણ

શ્રી અરવિંદ પારેખ
,, ભગવાનભાઈ ટંડેલ

### નારગોલ

શ્રી અમૃતલાલ એમ. ભટ્ટ
,, શારદાબેન એ. ,,

**પાટણ**

શ્રી અનંતરાય વ્યાસ
,, હિંમતભાઈ ઠક્કર

**પેટલાદ**

શ્રી દિનેશચંદ્ર એસ. પટેલ
,, નલિન દેસાઈ
,, પુષ્પક પરમાર
,, મનુભાઈ ડી. શેખ
,, વી. એ. પંડયા

**પોરબંદર**

શ્રી નરોત્તમ પલાણુ
,, નાથાલાલ રૈયારેલા

**ફટાણા**

શ્રી મહેન્દ્રકુમાર જે. વાળા

**બીલીમોરા**

શ્રી કુમુદબેન દેરોડે
,, કુસુમબેન ભગત
,, ચંદ્રકાન્ત ભગત
,, દોલતરાય ના. પરીખ
,, મોહનભાઈ પટેલ
,, શારદાબેન પંચાલ

**ભરૂચ**

શ્રી દિલીપસિંહ ચૌહાણુ

**ભાવનગર**

શ્રી ઈજ્જતકુમાર ત્રિવેદી
,, માલતી સી. નાયક
,, રીટાબેન ભટ્ટ

**ભુજ**

શ્રી ધીરેન્દ્ર મહેતા
,, રાજેશ અંતાણી

**ભેમલા**

શ્રી રઘુવીરલાલ પટેલ

**મહેસાણા**

શ્રી દિનેશ એમ. શાહ

**મુંબઈ**

શ્રી અમર જરીવાલા
,, અરવિંદ શાસ્ત્રી
,, અરુણ એન. શાહ
,, અશોક કાજી
,, અશોક પંડિત
,, અંજુબેન ખૂચ
,, આઈ. વી. પરીખ
,, ઇન્દુબેન શાહ
,, ઇન્દ્રવદન આચાર્ય
,, એસ. જે. વ્યાસ
,, કનુભાઈ નાયક
,, કલાવતી વોરા
,, કંચનલાલ ચુ. પંડયા
,, કાંતાબેન ભટ્ટ
,, કિરીટકુમાર ચી. શાહ
,, કિશોરકુમાર એન. સંઘવી
,, કિશોર ડી. દેસાઈ
,, કુંજ કે. પરીખ
,, કુંજલતા જ. મહેતા
,, કૌમુદી મુનશી
,, કૃષ્ણવીર દીક્ષિત
,, કાંતિબેન જે. સેતલવાડ
,, ગીતાબેન
,, ચંદ્રકાન્ત ગ. ભટ્ટ
,, ચારુબેન અ. આચાર્ય
,, ચેતનાબેન ધ્રુવ
,, છોટાલાલ જી. શેઠ

શ્રી છોટુભાઈ ઈંટવાલા
,, જગદીશ અ. મહેતા
,, જગદીશ ફિલ્લાવાળા
,, જયન્તભાઈ એન. દેસાઈ
,, જયવતીબેન કાજી
,, જયંતિભાઈ દલાલ
,, જયાબેન ગોકળગાંધી
,, જશવંત મહેતા
,, જે. કે. વ્યાસ
,, જ્યોતિબેન
,, જ્યોતિબેન ક. નાયક
,, દક્ષાબેન ભાવસાર
,, દક્ષેશભાઈ ધ્રુ
,, દિનેશ એચ. ભટ્ટ
,, દિવ્યાક્ષી ડી શુકલ
,, દેવળ સરૈયા
,, દ્યુતિ કે વ્યાસ
,, નટવર જે. ભટ્ટ
,, નવીનભાઈ ઝવેરી
,, નંદિની ઠાકુર
,, નિરંજના ફિલ્લાવાળા
,, નિરંજનાબેન એમ. ઠક્કર
,, નિર્મળાબેન ગાંધી
,, નિર્મળાબેન જ. મહેતા
,, નીરાબેન દેસાઈ
,, નીલોત્તમાબેન મ. પંડ્યા
,, પદ્માબેન ર. શેઠ
,, પીના જી. મણિયાર
,, પુરુષોતમ ગો. શાહ
,, પુષ્પાબેન બી. ગોર
,, પેરીબેન ધોળકિયા
,, પ્રતાપ એમ. ગોરી
,, પ્રતિમાબેન દોશી

શ્રી પ્રદ્યોત દફતરી
,, પ્રફુલ્લ પ્રા. મહેતા
,, પ્રભુદાસ એમ. પટેલ
,, પ્રાણલાલ શેઠ
,, પ્રેમ ડી. જોશી
,, બી. જી. ગોર
,, ભગતભાઈ શેઠ
,, ભરત જે. ભટ્ટ
,, ભાનુબેન શેઠ
,, ભારતી વાય. દવે
,, મનસુખલાલ એમ. ઠક્કર
,, મમતાબેન ર. દેસાઈ
,, મહેન્દ્ર ઈ. પંડ્યા
,, મહેન્દ્ર પી. ઠક્કર
,, મંગળાબેન પાઠક
,, મંગળાબેન મ. પાઠક
,, મંજુલાબેન કિ. શાહ
,, માલવિકા અ. પંડિત
,, મોહનભાઈ એચ. મોદી
,, રક્ષાબેન ધોળકિયા
,, રતુભાઈ દેસાઈ
,, રતુભાઈ શેઠ
,, રમણલાલ ચી. શાહ
,, રમણીક એન. શાહ
,, રાજેન્દ્ર યુ. મહેતા
,, રાજેન્દ્ર શાહ
,, રાજશ્રી ધાંધા
,, રાજેશ આર. પટેલ
,, રાવજી કે. ગજ્જર
,, લલિત કાટબાર
,, લીના એમ. શાહ
,, લીલાવતી આચાર્ય

શ્રી વજુભાઈ મહેતા
,, વલ્લભદાસ વિ. ઠક્કર
,, વર્ષા અડાલજા
,, વીરેન્દ્ર એચ. પરીખ
,, શાંતિલાલ પટેલ
,, સુભદ્રા આર. મહેતા
,, સુરેન્દ્ર કે. શાહ
,, સુશીલા ચં. ભટ્ટ
,, સુશ્રીલાબેન ઝવેરી
,, હસમુખ શેઠ
,, હંસા સુ. શાહ
,, હીના ડી. વ્યાસ

**રાજકોટ**

શ્રી નિરંજન રાજ્યગુરુ
,, પીયૂષ પંડ્યા
,, પ્રમોદાબેન દેસાઈ
,, બળવંત જાની
,, ભાનુપ્રસાદ પંડ્યા
,, હિમાંશુ ભટ્ટ
,, હેમન્ત દેસાઈ

**રાંધેજા**

શ્રી ડાહ્યાભાઈ પટેલ

**લીંબડી**

શ્રી આર. સી. પટેલ

**લાડોલ**

શ્રી આત્મારામ કે. પટેલ

**વડોદરા**

શ્રી. એમ. એમ. રાણા
,, કોકિલાબેન પટેલ
,, ગુલામનબી અબ્દુલ રહેમાન
ડૉ. ગોપાળ સુ. શાસ્ત્રી
શ્રી જશભાઈ ગુ. દેસાઈ
,, દામોદર છ. ખારવા
,, પી. એમ. મોદી
,, મોંઘીબેન દા. ખારવા
,, વસંતભાઈ જે. મોદી
,, વી. જે. મોદી
,, હાસ્યદા પંડ્યા
,, સતીશ ડણાક

**વઢવાણ સીટી**

શ્રી પન્ના એસ. શુકલ

**વલ્લભવિદ્યાનગર**

શ્રી ઇંગિત જ. ગાડીત
,, જયન્ત ગાડીત
,, દિલાવરસિંહ જાડેજા
,, નરેશ વેદ
,, મંજુલા જ. ગાડીત
,, રમણભાઈ પટેલ
,, રમેશચંદ્ર ત્રિવેદી
,, રમેશભાઈ એમ. પટેલ

**વહેલાલ**

શ્રી નવિન બી મહેતા
,, સંગીતા કે. પટેલ

**વાડાશિનોર**

શ્રી જન્મેજય વિ. અધ્વર્યુ
,, દિનકરરાય પંડ્યા
,, વિનોદ અધ્વર્યુ

**વાંદરવેલા**

શ્રી બાલુભાઈ ર. પટેલ

## વિસનગર

શ્રી એચ. સી. નાયક

,, રમાબેન એચ. નાયક

## શિહોરી

શ્રી દક્ષ્ન વિસનગરી

,, અજય પુરોહિત

## સિદ્ધપુર

શ્રી રમેશ મકવાણા

## સુણાવ

શ્રી વિઠ્ઠલભાઈ બી. જાની

## સુરત

શ્રી કુંજવિહારી મહેતા

,, છોટુભાઈ ઝ. પટેલ

શ્રી જયન્ત પાઠક

,, જિતેન્દ્ર એમ. પટેલ

,, દિનેશ અનાજવાળા

,, ભાવના અનાજવાળા

,, મૂકેશ કોન્ટ્રાકટર

,, રવીન્દ્ર પારેખ

,, લીલાવતી કું. મહેતા

,, વિમલ નવલકર

,, સૌદામિની શુકલ

,, સ્મિતા પાનવાલા

,, સ્વાતિ કું. મહેતા

,, હીમાંશી શેલત

## હિંમતનગર

શ્રી આર્ટ્સ–કોમર્સ કોલેજ

# ગુજરાતી સાહિત્ય પરિષદ

## ૩૩મું અધિવેશન–પુણે

સ્થળ :

શ્રી ગુજરાતી કેળવણી હિતવર્ધક મંડળ
૧૯૮૩, કોન્વેન્ટ સ્ટ્રીટ, પુણે ૪૧૧ ૦૦૧

## કાર્યક્રમ

**ઉદ્ઘાટન–બેઠક** તા. ૨૮–૧૨–'૮૫ ૯–૩૦ થી ૧૨–૩૦

૧. પ્રાર્થના

૨. સંદેશાવાચન

૩. સ્વાગત પ્રવચન — શ્રી ભાસ્કર ભટ

૪. સ્વાગત–પ્રમુખનું પ્રવચન

૫. પરિષદ–પ્રવૃત્તિનો હેવાલ
અને ઉદ્ઘાટનની વિનંતી — શ્રી કુમારપાળ દેસાઈ

૬. ઉદ્ઘાટકનું પ્રવચન — શ્રી વસંત બાપટ

૭. પરિષદના નિવૃત્ત થતા પ્રમુખનું
વ્યાખ્યાન અને પદ-સોંપણી — શ્રી યશવંત શુક્લ

૮. પરિષદેના વરાયેલા પ્રમુખ
શ્રી કે. કા. શાસ્ત્રીનો પરિચય — શ્રી રમણલાલ ચી. શાહ

૯. પરિષદ–પ્રમુખનું વ્યાખ્યાન — શ્રી કે. કા. શાસ્ત્રી

૧૦. પ્રસંગોચિત વક્તવ્ય — શ્રી ઉમાશંકર જોશી અને અન્ય

૧૧. આભારવિધિ, ૨–૩૦ કારોબારી અને મધ્યસ્થ સમિતિની બેઠક

**બીજી બેઠક** તા. ૨૮–૧૨–'૮૫ બપોરે ૪–૦૦ થી ૭–૦૦

સર્જન વિભાગ : લલિતનિબંધ — અધ્યક્ષ : શ્રી ચંદ્રકાંત શેઠ
અધ્યક્ષશ્રીનો પરિચય : શ્રી દિલાવરસિંહ જાડેજા

અધ્યક્ષશ્રીનું વ્યાખ્યાન

વક્તવ્યો : શ્રી દિગીશ મહેતા, શ્રી બકુલ ત્રિપાઠી

નિબંધવાંચન. સમાપન

ગુજરાતની લોકકળાને અનુલક્ષીને સાંસ્કૃતિક કાર્યક્રમ રાત્રે ૮–૩૦ કલાકે

**ત્રીજી બેઠક–પરિસંવાદ** તા. ૨૯–૧૨–'૮૫ સવારે ૯–૩૦ થી ૧૨–૩૦

સાહિત્યમાં સાતત્ય અને પરિવર્તન

અધ્યક્ષ : શ્રી સુરેશ દલાલ

અધ્યક્ષશ્રીનો પરિચય : શ્રી ઉત્પલ ભાયાણી

અધ્યક્ષશ્રીનું વ્યાખ્યાન

વક્તવ્ય : શ્રી ભોળાભાઈ પટેલ, શ્રી ચંદ્રકાન્ત મહેતા

નિબંધવાંચન, સમાપન

**ચોથી બેઠક** : તા. ૨૯–૧૨–૮૫ બપોરે ૩–૦૦ થી ૬–૩૦

વિવેચન વિભાગ

અધ્યક્ષ : શ્રી જયંત કોઠારી

અધ્યક્ષશ્રીનો પરિચય : શ્રી ચિમનલાલ ત્રિવેદી

અધ્યક્ષશ્રીનું પ્રવચન

નિબંધવાંચન, સમાપન, અધિવેશન પૂર્ણાહુતિ સમારંભ

આભારદર્શન : સ્વાગત સમિતિ અને પરિષદ વતી

કવિસંમેલન રાત્રે ૮–૩૦ સંચાલન : શ્રી સુરેશ દલાલ

# ગુજરાતી સાહિત્ય પરિષદ

## ૩૩મું અધિવેશન–પુણે

સ્થળ :

શ્રી ગુજરાતી કેળવણી હિતવર્ધક મંડળ
૧૯૮૩, કોન્વેન્ટ સ્ટ્રીટ, પુણે ૪૧૧૦૦૧

## કાર્યક્રમ

**ઉદ્દ્‌ઘાટન–બેઠક** તા. ૨૮–૧૨–'૮૫ ૯–૩૦ થી ૧૨–૩૦

૧. પ્રાર્થના

૨. સંદેશાવાચન

૩. સ્વાગત પ્રવચન — શ્રી ભાસ્કર ભટ

૪. સ્વાગત–પ્રમુખનું પ્રવચન

૫. પરિષદ-પ્રવૃત્તિનો હેવાલ
અને ઉદ્દ્‌ઘાટનની વિનંતી — શ્રી કુમારપાળ દેસાઈ

૬. ઉદ્દ્‌ઘાટકનું પ્રવચન — શ્રી વસંત બાપટ

૭. પરિષદના નિવૃત્ત થતા પ્રમુખનું
વ્યાખ્યાન અને પદ-સોંપણી — શ્રી યશવંત શુક્લ

૮. પરિષદેના વરાયેલા પ્રમુખ
શ્રી કે. કા. શાસ્ત્રીનો પરિચય — શ્રી રમણલાલ ચી. શાહ

૯. પરિષદ–પ્રમુખનું વ્યાખ્યાન — શ્રી કે. કા. શાસ્ત્રી

૧૦. પ્રસંગોચિત વક્તવ્ય — શ્રી ઉમાશંકર જોશી અને અન્ય

૧૧. આભારવિધિ, ૨–૩૦ કારોબારી અને મધ્યસ્થ સમિતિની બેઠક

**બીજી બેઠક** તા. ૨૮–૧૨–'૮૫ બપોરે ૪–૦૦ થી ૭–૦૦

સર્જન વિભાગ : લલિતનિબંધ — અધ્યક્ષ : શ્રી ચંદ્રકાંત શેઠ
અધ્યક્ષશ્રીનો પરિચય : શ્રી દિલાવરસિંહ જાડેજા

અધ્યક્ષશ્રીનું વ્યાખ્યાન

વક્તવ્યો : શ્રી દિગીશ મહેતા, શ્રી બકુલ ત્રિપાઠી

નિબંધવાંચન, સમાપન

ગુજરાતની લોકકળાને અનુલક્ષીને સાંસ્કૃતિક કાર્યક્રમ રાત્રે ૮-૩૦ કલાકે

**ત્રીજી બેઠક-પરિસંવાદ** તા. ૨૯-૧૨-'૮૫ સવારે ૯-૩૦ થી ૧૨-૩૦

સાહિત્યમાં સાતત્ય અને પરિવર્તન

અધ્યક્ષ : શ્રી સુરેશ દલાલ

અધ્યક્ષશ્રીનો પરિચય : શ્રી ઉત્પલ ભાયાણી

અધ્યક્ષશ્રીનું વ્યાખ્યાન

વક્તવ્ય : શ્રી ભોળાભાઈ પટેલ, શ્રી ચંદ્રકાન્ત મહેતા

નિબંધવાંચન, સમાપન

**ચોથી બેઠક :** તા. ૨૯-૧૨-૮૫ બપોરે ૩-૦૦ થી ૬-૩૦

વિવેચન વિભાગ

અધ્યક્ષ : શ્રી જયંત કોઠારી

અધ્યક્ષશ્રીનો પરિચય : શ્રી ચિમનલાલ ત્રિવેદી

અધ્યક્ષશ્રીનું પ્રવચન

નિબંધવાંચન, સમાપન, અધિવેશન પૂર્ણાહુતિ સમારંભ

આભારદર્શન : સ્વાગત સમિતિ અને પરિષદ વતી

કવિસંમેલન રાત્રે ૮-૩૦ સંચાલન : શ્રી સુરેશ દલાલ

# સ્વાગતાધ્યક્ષ શ્રી રમેશભાઈ શાહનું વકતવ્ય

ગુજરાતી સાહિત્ય પરિષદનું ૩૩ મું અધિવેશન પૂના માટે વિરલ અતિહાસિક પ્રસંગ છે. આપ સૌ સાહિત્યરસિક મિત્રોને શ્રી ગુજરાતી કેળવણી હિતવર્ધક મંડળ વતી કાકાસાહેબ કાલેલકરનગરમાં હાર્દિક આવકાર આપું છું.

અમારે માટે આ પ્રસંગનું ત્રિવિધ મહત્ત્વ છે. એક તો એ કે મુંબઈને બાજુએ મૂકતાં મહારાષ્ટ્રમાં આ પ્રકારનું અધિવેશન સૌ પ્રથમ મળી રહ્યું છે. બીજું આ અધિવેશન ભારતના ઓકસબ્રીજ કહેવાતા પૂનામાં મળી રહ્યું છે. ત્રીજું ૧૯૮૬ માં અમારી સંસ્થા શ્રી ગુજરાતી કેળવણી હિતવર્ધક મંડળ અસ્તિત્વના પાંચ દાયકા પૂરા કરશે. તેની સ્મૃતિમાં સુવર્ણ મહોત્સવના ભાગરૂપ આ અધિવેશન મહોત્સવની પૂર્વસંધ્યાએ સંસ્થાના આશ્રયે મળી રહ્યું છે. કદાચ પહેલી જ વાર કોઈ શિક્ષણ સંસ્થાએ પરિષદને નોતરી છે. આ અમારે માટે જ નહિ પણ પરિષદ માટે પણ ગૌરવપ્રદ પ્રસંગ છે.

પૂનામાં આજે આશરે બે લાખ ગુજરાતીઓ વસે છે. તે સૌ વતી એટલું તો હું ચોક્કસ કહી શકું કે પૂનાનો ગુજરાતી સમાજ સ્થાનિક પ્રજા સાથે સમરસ બનીને રહ્યો છે. એટલું જ નહિ પણ પ્રત્યેક ક્ષેત્રે યથાશક્તિ યોગદાન કરે છે. અલબત્ત, ગુજરાતી પ્રજાની આ ખાસિયત છે.

મહારાષ્ટ્ર એ કાકાસાહેબ કાલેલકરની જન્મભૂમિ. પરંતુ તેમની કર્મભૂમિ ગુજરાત. કાકાસાહેબ ગુજરાતી અને મરાઠી સાંસ્કૃતિક પ્રવાહોના સંગમનુ જીવતુંજાગતું પ્રતીક હતાં. કાકાસાહેબના ગુજરાતીકરણમાં ગાંધીજી સાથેના તેમના સહયોગનો મોટો ફાળો હતો.

દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર, ત્રીસ વર્ષની વયનો શાંતિનિકેતનનો અધ્યાપક, ગાંધીજીના સ્વાતંત્ર્ય-આહ્વાનથી આકર્ષાઈ સાબરમતી આશ્રમ આવી રહ્યો. આશ્રમમાં નાનાં બાળકોને ભણાવવાની જવાબદારી ગાંધીજીએ કાલેલકરને સોંપી બાળકો સાથેનું આ આદાન-પ્રદાન તે કાકાસાહેબના ગુજરાતીકરણનું પ્રથમ સોપાન બાળકો સાથેનું આ પ્રથમ સોપાન. બાળકો સાથેના તેમના સાન્નિધ્યે તેમને શિક્ષણમાં રસ લેતા કર્યા અને પછી તો કેળવણી એ જ

તેમનું ક્ષેત્ર બની રહ્યું. કેળવણીવિષયક તેમના વિચારો આજે લગભગ છ દાયકા બાદ પણ તેટલા જ પ્રસ્તુત છે તે બાબત કાકાસાહેબના વિચારોના નક્કર પોત સાથોસાથ આપણા દેશમાં કેળવણીના ક્ષેત્રે પ્રવર્તમાન જડતા અને દારિદ્રયતાની પણ સૂચક છે.

કાકાસાહેબ જન્મજાત પ્રવાસી હતા. પરંતુ દેશને સ્વાતંત્ર્ય ન મળે ત્યાં સુધી વિદેશયાત્રા ન કરવાનો તેમણે દૃઢ નિશ્ચય કર્યો હતો. સ્વાતંત્ર્યોત્તર કાળમાં તેઓ પૃથ્વીની લગભગ પરકમ્મા કરી આવ્યા અને આ બધા અનુભવોનું ભાથું તેમણે ગુજરાતીમાં ગુજરાતીઓને અર્પણ કર્યું. પ્રવાસ અને પ્રકૃતિ-સૌંદર્યનું રસપાન, આ કદાચ કાકાસાહેબના પ્રિયતમ વિષયો હતા તે તેમના અદ્‌ભુત પ્રકૃતિચિત્રણ અને પ્રવાસવર્ણનોમાંથી ફલિત થાય છે.

કાકાસાહેબની રચનાઓ સહજ છે. તેમના લખાણોમાં તેમની હૃદયોર્મિઓ સીધી જ અભિવ્યક્ત થાય છે. માટે જ તેમનાં લખાણો ગુજરાતી સાહિત્યમાં એક જુદો ચીલો પાડે છે તે તેમની સિદ્ધિ છે. આ જ કારણે ગાંધીજીએ કાકાસાહેબને સવાઈ ગુજરાતી કહી નવાજ્યા છે.

આવા કર્મઠ સ્વાતંત્ર્યસેનાની, કેળવણીકાર, ચિંતક અને દ્રષ્ટા ઋષિવર્ય કાકાસાહેબ કાલેલકરની જન્મશતાબ્દી નિમિત્તે આપ સૌ વિદ્વદ્‌જનોને પૂનાને આંગણે કાકાસાહેબ કાલેલકર નગરમાં નોતરી કાકાસાહેબની સ્મૃતિને ચિરંજીવ કરવાની તક અમારી સંસ્થાને મળી તેમાં હું અમારું પરમ સૌભાગ્ય જોઉં છું.

મુરબ્બી શ્રી યશવંતભાઈએ પૂનામાં સાહિત્ય પરિષદનાં અધિવેશનને નિમંત્રણ આપવા અમને પ્રેર્યા અને ભવ્ય પ્રસંગના – તેમના નામ પ્રમાણે– યશભાગી બન્યા. તેઓ છેલ્લાં ત્રણેક વર્ષથી અમારી સંસ્થાના પરિચયમાં આવ્યા અને ધીમે ધીમે તેમની લાક્ષણિક સાહજિકતાથી અમને સાહિત્ય પરિષદના આ અધિવેશન માટે તૈયાર કર્યા. કોણ જાણે કેમ, અમે પણ એમનું આહ્‌વાન એટલી જ સાહજિકતાથી સ્વીકારી લીધું. He came, he saw and he conquered એમ જરાપણ અતિશયોક્તિ વગર કહી શકાય. આ સિદ્ધિ માટે હું ગૌરવપૂર્વક તેમનું અભિવાદન કરું છું.

સહ્યાદ્રિ ગિરિકંદરાઓમાં જડેલાં મોતી સમા, મૂળા–મૂઠા–પવનાના સંગમ પર વિકસેલા શિક્ષણ, સંસ્કૃતિ અને સાહિત્યના પ્રાચીન ધામ પૂનાએ અનેક સત્તાના ઉદયાસ્ત જોયા છે. આઠમી સદીમાં રાષ્ટ્રકુટ અને યાદવ વંશજોએ, ચૌદમી સદીમાં મુસ્લિમોએ અને સોળમી સદીના મધ્યભાગમાં શિવાજીના રાજ્યાભિષેક સાથે મરાઠાઓએ પૂનાની સત્તા હાથમાં લીધી. શિવાજીએ અપૂર્વ રાષ્ટ્રીય ભાવના અને ખમીર

# પ્રમુખનું વ્યાખ્યાન

## અધ્યા. કેશવરામ કાશીરામ શાસ્ત્રી (બાંભણિયા)

मङ्गलम्

स्मृतापि तरुणातपं करुणया हरन्ती नृणा-
मभङ्गुरतनुत्विषां वलयिता शतैर्विद्युताम् ।
कलिन्दगिरिनन्दिनीतटसुरद्रुमालम्बिनी
मदीयमतिचुम्बिनी भवतु कापि कादम्बिनी ॥

[कविराज जगन्नाथ, रसगङ्गाधर]

સ્મરતમાત્ર જન-તરુણ તાપ હરતી કરુણાએ,
અભંગ તનને તેજ વીજ બહુથી ઘેરાયે,
કાલિંદીતટ-પારિજાત-અવલંબે ફરતી,
મેઘમાલ કો હો મુજ મતિને ચુંબન કરતી.

नत्वा सारस्वतान् पूर्वान् समर्प्य च कराञ्जलिम् ।
तेषामेव कृपापुष्टः किंचित्प्रासङ्गिकं ब्रुवे ॥

**ગુજરાતી સાહિત્ય પરિષદના નિવૃત્ત થયેલા પ્રમુખ પ્રો. યશવંતભાઈ, સ્વાગત સમિતિના આદરણીય પ્રમુખશ્રી, સભ્યો તેમ જ પરિષદના સર્વ પ્રકારના આદરણીય સભ્યો અને નિમંત્રિત મહેમાનો !**

પુણેમાં આપણી ગુજરાતી સાહિત્ય પરિષદનું ૩૩મું સંમેલન થઈ રહ્યું છે તેમાં પ્રમુખસ્થાનની પાત્રતા મારા જેવા, ચાર ભાગના વિનાવેલા જીવનકાલના ત્રણ ભાગથીયે થોડા વધુ સમય સાટે ધૂળધોયાનો ધંધો કરી ચૂકેલા અને જીવનના આરે આવીને ઊભા રહેલા સાહિત્યોપાસકને મળી છે એને હું મારું પરમોત્કૃષ્ટ ભાગ્ય ગણું છું. સંસ્કૃતક્ષેત્રે ન ધારેલી કદર થઈ, ગુજરાતીક્ષેત્રે પણ મારી જે યોગ્યતા જણાઈ તેના પરિપ્રેક્ષ્યમાં ન ધારેલી

કદર થઈ, ખુદ ગુજરાતી સાહિત્ય પરિષદે પણ ૧૯૬૯ ના જૂનાગઢ-સંમેલનમાં ભાષા-સાહિત્ય-ઇતિહાસ-પુરાતત્ત્વના સંયુક્ત વિભાગના અધ્યક્ષસ્થાને મૂકી મારું ગૌરવ કર્યું એનાથી મને સંતોષ હતો. એનાથી વધુ માનની મારી અપેક્ષા નહોતી અને આજે પણ એ અપેક્ષા અપેક્ષા તરીકે નથી, છતાં મારા તરફ આદર ધરાવનારી સંસ્થાઓ તેમ સભ્યોએ બબ્બે વાર મારું નામ પ્રમુખપદ માટે સૂચવીને ઉપકૃત કર્યો તેથી આનંદપૂર્વક આ વખતે સંમતિ આપી, પરંતુ આ સ્થાન પર આવવાનું સાચું શ્રેય તો મારા અન્ય આત્મીય સ્વજનો ડૉ. જયંત પાઠક, ડૉ. રમણલાલ જોશી, ડૉ. હરિવલ્લભ ભાયાણી અને કવિવર્ય રાજેન્દ્ર શાહે આ સ્થાનનો લેશ પણ આગ્રહ ન રાખી મને બિનહરીફ રીતે સ્વીકારવા, એક પ્રકારે કહું તો, માર્ગ સરળ કરી આપ્યો તેમને છે. હું એ મિત્રોનો તેમ જ આપ સૌનો પરમ ઋણી છું. માન ક્ષણિક સમયનું છે. પરંતુ ભાવ-પ્રેમ-સૌહાર્દ ચિરકાલનાં છે. એને પાત્ર બન્યો છું એ મારું સદ્‌ભાગ્ય છે.

હું સારી રીતે સમજું છું કે આવી પડેલી ફરજ બજાવવી સહેલી-સૂતરી નથી. આવી ખૂબ ખૂબ વિસ્તરેલી. અનેક શાખાઓ ધરાવતી, અનેક પ્રવૃત્તિઓ કરતી સંસ્થાના સંચાલનમાં મારે આગલી હરોળને મોખરે રહી કામ કરવાનું આવી રહ્યું છે, પરંતુ મારા પુરોગામી મહાનુભાવોએ જે કેડી પાડેલી છે અને એના માનાર્હ કાર્યકર મહાનુભાવો અને વૈતનિક કર્મચારીઓ પૂરાં દિલ-દિમાકથી કામ કરી રહ્યા છે તેમની સાથે જ જોડાઈને આગળ વધવાનું હોઈ મારે માટે પ્રમાણમાં હળવાશ પણ ઓછી નથી. सह वीर्य करवावहै એ શ્રુતિવાક્ય આપણને બળ આપશે.

વક્તવ્ય શરૂ કરું એ પૂર્વે મારે મારા બે વડીલો સ્વ. મુનિશ્રી જિનવિજયજી અને સ્વ. પ્રો. રસિકલાલ પરીખને એ માટે યાદ કરવા જરૂરી બને છે કે બંને મહાનુભાવ આજથી ૬૬ વર્ષ ઉપર પુણે સાથે સંકળાયેલા હતા. ૧૯૧૯માં મુનિશ્રીના સત્પ્રયત્ને "ભાંડારકર ઓરિએન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ"ની સ્થાપના થઈ અને એ વર્ષની આગળપાછળ પ્રો. રસિકભાઈએ અહીં પોતાનો કિંમતી અભ્યાસ સાધ્યો અને ઇન્સ્ટિટ્યૂટની સ્થાપનાના પણ સહભાગી બન્યા. એમને હાર્દિક વંદન કરી હવે હું આવેલી ફરજના અનુસંધાનમાં કાંઈક કહીશ.

સંમેલનના આરંભમાં પ્રમુખસ્થાનેથી વ્યાખ્યાન આપવાનો શિરસ્તો છે અને એ શિરસ્તા પ્રમાણે અહીં મારે કેટલીક વાતો આપને કહેવાની છે.

અર્વાચીન સાહિત્યનું મારું જ્ઞાન ગમે તેટલું હોય તોપણ હું એનો અધિકારી હોવાનું મારી જાતને માનતો નથી. એ રીતે હું નીચેના ૯ મુદ્દાઓ પર આપની સમક્ષ મારા વિચાર વ્યક્ત કરવાનું યોગ્ય માનું છું. આ મુદ્દા તે :

૧. આર્યભાષા અને બોલનારી પ્રજા
૨. આર્યભાષા અને એનો વંશવિસ્તાર
૩. ગુજરાતી ભાષાનો ઉદ્ગમ
૪. મધ્યકાલીન ગુજરાતી ભાષાનો વિકાસ
૫. અર્વાચીન ગુજરાતીની ભૂમિકાઓ
૬. ગુજરાતી વ્યાકરણ
૭. ગુજરાતી જોડણી
૮. ગુજરાતી કોશ
૯. ઉપસંહાર

અનેક વિષયોનો હું વિદ્યાર્થી છું, આમ છતાં મારો પ્રિય વિષય તો ભાષા અને વ્યાકરણ છે અને એમાં પણ ઇતિહાસ પણ મારો ગમતો વિષય હોઈ હું ભાષાના ઐતિહાસિક વિકાસનો ચાહક છું, એટલે જ પહેલો મુદ્દો મેં તદ્વિષયક રાખ્યો છે.

**૧. આર્યભાષા અને બોલનારી પ્રજા**

ભારતવર્ષે ગઈ પેઢીના ત્રણ મહાપંડિતો – યુનિવર્સિટીની કેળવણી પામેલા અને સંસ્કૃતભાષાના પ્રકાંડ પંડિતો આપ્યા તે સ્વ. ડૉ. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર મહારાષ્ટ્રના, સ્વ. ડૉ. ગંગાનાથ ઝા ઉત્તરપ્રદેશના અને દી. બા. ડૉ. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ ગુજરાતના. આ ત્રણમાંના ડૉ. ગંગાનાથ ઝાએ સ્વ. ડૉ. રામકૃષ્ણ ગો. ભાંડારકરના સ્મૃતિગ્રંથ 'આચાર્યપુષ્પાંજલિ' (૧૯૪૦)માં રજૂ થયેલા પહેલા, માત્ર દોઢ પાનાના, લેખમાં ટકોર કરી છે કે "આપણા બચપણમાંથી આપણને શીખવવામાં આવ્યું છે કે માનવોનું ઉચ્ચ સંસ્કૃતિના શિખર ઉપર પહોંચેલું કુલ – કદાચ એ કારણે આર્ય (ખાનદાન, સંસ્કારી) સંજ્ઞા પામેલું – ક્યાંય દૂર દૂરની મધ્ય એશિયાની ભૂમિમાંથી વાયવ્ય સરહદના ઘાટોમાં થઈને ભારતવર્ષમાં આવ્યું.' આ વિચાર આપણા મનમાં જળોની જેમ ચોટી ગયો છે અને આપણા ઉચ્ચ કોટિના શિક્ષિત લોકોને છોડી દેવાની ના પાડે છે. મને હંમેશાં લાગ્યા કર્યું છે કે જે આપણી આ ભૂમિને – ભારતવર્ષને કહેવાતા 'ખાનદાન' કુલનું માતૃ-

સ્થાન બનવાને માટે પોતાને અપાત્ર બનાવે છે. " (પૃ. ૧) આ લેખને અંતે ડૉ. ઝાએ ગંગા અને જમનાના દોઆબના પ્રદેશને એ પ્રાચીન પ્રજાના મૂલસ્થાન તરીકે બતાવવાનો નાનો પણ અનાગ્રહી સૂચન પ્રયત્ન કર્યો છે.

પ્રજાઓનાં ઉત્થાન કઈ દિશામાં થયાં એ વિશે ૧૮મી સદીના ઉત્તરાર્ધથી યુરોપમાં વિચાર શરૂ થઈ ચૂકયો હતો. આઈઝેક ટેઈલર નામના એક વિદ્વાને પોતાના 'ધી ઓરિજિન ઑફ ધી આર્યન્સ' (લન્ડન, ૧૮૮૯, પૃ. ૯) એ ગ્રંથમાં તુલનાત્મક ભાષાશાસ્ત્રના જનક મનાતા, ૧૮૦૬માં અવસાન પામેલા, જર્મન વિદ્વાન એડેલુંગનો અભિપ્રાય નોંધતાં જણાવ્યું છે કે,

"તુલનાત્મક ભાષાશાસ્ત્રના જનક એડલુંગે (અવસાન ઈ. સ. ૧૮૦૬) માનવજાતિના ઘોડિયાને કાશ્મીરની ખીણમાં મૂકયું હતું. જે કાશ્મીરને એણે સ્વર્ગ તરીકે નિર્દેશ્યું હતું માનવકુલનો જન્મ પૂર્વના દેશમાં થયો એવા વ્યાપક થયેલા મતનું એડેલુગનું આપણા ઉપર ઋણ છે. એ પ્રમાણે તદ્દન પશ્ચિમી સાઈબેરિયનો અને કેન્ટ લોકોએ માતૃભૂમિનો સૌથી પ્રથમ ત્યાગ કર્યો હોવો જોઈયે."

સમર્થ ભાષાશાસ્ત્રી જેકૉબ ગ્રિમે સ્પષ્ટ અભિપ્રાય આપેલો કે પ્રજાઓનાં ઉત્થાન પૂર્વમાં થયાં છે અને ત્યાંથી નીકળી પશ્ચિમમાં ફેલાયેલી :

"થોડાઓને શંકા રહેશે કે યુરોપની બધી જ પ્રજાઓ પ્રાચીનતમ સમયમાં એશિયામાંથી આવી રહેલી...એઓની કૂચ પૂર્વમાંથી પશ્ચિમમાં થઈ...જેનું ખરું કારણ તદ્દન અંધકારમાં છુપાઈ રહેલું છે." (ગ્રિમ: Deutsche Sprache (૧૮૪૮), પૃ. ૬ અને ૧૬૨; આઈ. ટેઈલરનો ઉપર્યુક્ત ગ્રંથ, પૃ. ૧૧)

આના ઉપર મોરછાપ મારી પ્રો. મૅકસમ્યૂલરે એના 'હિસ્ટરી ઑફ એન્શિયન્ટ સંસ્કૃત લિટરેચર (૧૮૫૯, પૃ. ૧૩)'માં. આ ગ્રંથ લખવાનો આરંભ એણે ૧૮૪૯માં, એટલે કે ગ્રિમના જર્મન ગ્રંથને બીજે વર્ષે જ, શરૂ કરેલો. એમાં એ જણાવે છે કે,

"આર્ય પ્રજાઓનો મૂળ પ્રવાહ હમેશાં વાયવ્ય દિશા તરફ વહ્યે રહ્યો છે. કોઈ પણ ઇતિહાસવિદ કહી શકે એમ નથી કે એ સાહસિક ગોપાલકો એશિયામાં થઈ યુરોપના ટાપુઓ અને સમુદ્રતટ તરફ કયા ભાવથી (આકાંક્ષાથી) આવ્યા."

મારે અહીં કહેવાતા આર્યોનું મૂલ સ્થાન કયું એની ઊંડી વિચારણામાં

લઈ જવાની ઈચ્છા નથી; એ વિશે મેં મારા એક વિસ્તૃત લેખ 'આર્યપ્રજા: મૂલસ્થાન અને પ્રસાર'(કે.કા. શાસ્ત્રી અમૃતમહોત્સવ : અભિનંદન ગ્રંથ, ૧૯૮૨, પૃ ૧૧૪-૧૨૯માં છપાયેલ જે 'પથિક'ના મે-જૂન, ૧૯૭૨, પૃ. ૭૩-૯૬ માં છપાયેલામા સુધારા-વધારા-ઉમેરા કરીને પુનર્મુદ્રિત કર્યો તે)માં ખૂબ વિગતે ચર્ચા કરી હોવાથી અહીં લેશ પણ વિસ્તાર કરવા માગતો નથી.

મારે એ બતાવવું છે કે પ્રજા અને ભાષા એ બેઉ માટે 'આર્ય' શબ્દ ક્યારથી વપરાવા લાગ્યો. મારી ખોજમાં એનો આરંભ કદાચ મૅક્સમ્યૂલર-થી થયો છે અને એના 'હિસ્ટરી ઑફ ઍન્શિયન્ટ ઇન્ડિયન લિટરેચર (૧૮૫૯)'મા. જે ગ્રંથ લખવાનો આરંભ તો ૧૮૪૯માં થઈ ચૂકચો હતો અને ૧૮૫૧મા તો એનો થોડો ભાગ છપાઈ પણ ગયો હતો. ૧૮૪૯માં સાયણભાષ્ય સાથે ઋગ્વેદસંહિતાનો પદપાઠ સાથેનો પ્રથમ ખંડ છપાયો તેની પ્રસ્તાવનામાં આ ગ્રંથના પ્રથમ સંસ્કરણનો નિર્દેશ બીજી આવૃત્તિ-(૧૮૯૦)ની પાદટીપમાં સૂચવાયો છે (પૃ ૭)

મૅક મ્યૂલર ઋગ્વેદને આર્યભાષાઓનો સચવાયેલો પ્રાચીનતમ ગ્રંથ કહ્યો છે તે ઋગ્વેદમા 'આર્ય' શબ્દ જ્યાં જ્યાં વપરાયેલો છે ત્યાં એ પ્રજા-વાચક-જાતિવાચક-વંશવાચક નહિ પણ કુલીનતા-ખાનદાનીનો અર્થ બતાવતા વિશેષણ તરીકે વપરાયેલો છે. 'એન્સાઈક્લોપીડિયા બ્રિટાનિકા (૧૮૭૫, ૯મી આવૃત્તિ)'ના ૨ જા ખંડ(પૃ. ૬૭૨-૬૬૫)માં મૅકસમ્યૂલરે ઋગ્વેદની સંખ્યા-બંધ ઋચાઓનો અનુવાદ નોંધ્યો છે, જ્યાં ક્યાંય પણ એ પ્રજાવાચક-જાતિ-વાચક-વંશવાચક નથી. એણે પોતાનો અભિપ્રાય બહુ સ્પષ્ટ રીતે આપ્યો છે :

"ઉતારેલા સંદર્ભોથી તદ્દન સ્પષ્ટ છે કે आर्य એક એવી સંજ્ઞા છે કે જે પોતાના શત્રુઓને પોતાથી જુદા પાડવા આ મોટા ભાષાકુલને વરેલી પ્રજાને માટે હતી એક જ પ્રજાના સચવાઈ રહેલા બીજા કોઈ પણ સાહિત્યિક દસ્તાવેજ કરતાં પ્રાચીનતામાં કદાચ પૂર્વકાલીન હોવાને કારણે ભાષાકુલને માટે પણ બીજી સંજ્ઞા મેળવવી મુશ્કેલ છે એવા સંયોગમાં આર્ય સમગ્ર ભાષાકુલને માટે પણ આ आर्य સંજ્ઞા ઠીક છે (પૃ. ૬૭૩)."

આ કુળની મથાળભાષા માટે 'ઇન્ડો-જર્મનિક' અને 'ઇન્ડો-યુરોપિયન' બે સંજ્ઞા વહેતી મુકાયેલી તેમાંથી વિદ્વાનોએ સામાન્ય રીતે 'ઇન્ડો-યુરોપિયન'-'ભારત યુરોપીય' એવી સંજ્ઞા વ્યાપકતાથી સ્વીકારેલી, પણ મૅકસમ્યૂલરે તો મથાળભાષાની 'આર્ય' સંજ્ઞા જ હોવાનો અભિપ્રાય એના ઉત્તર જીવનમાં આપ્યો :

"શાસ્ત્રીય ભાષામાં આર્ય શબ્દ પ્રજા(race)ને લાગુ પાડી ન જ શકાય તેવો છે. એ માત્ર ભાષા અને ભાષા જ બતાવે છે. જો આપણે આર્યકુલની કોઈ રીતે વાત કરવા માગતાં હોઈયે તો આપણે એ સમઝી રાખવું જોઈયે કે એનો અર્થ 'એક્સ + આર્યવાણી'થી બીજો કાંઈ અર્થ થતો નથી.' (બાયોગ્રાફીઝ ઑફ વર્ડ્ઝ એન્ડ હોમ ઑફ ધી આર્યઝ, નવી આવૃત્તિ, ૧૮૯૮, પૃ. ૯૦; ૧લી આવૃત્તિ ૧૮૮૭માં બહાર પડેલી)

ઋગ્વેદની ઋચાનું પેલું સુપ્રસિદ્ધ વાક્ય 'कृण्वन्तो विश्वमार्यम्' (ઋ. ૯–૬૩–૫ 'સમગ્ર વિશ્વને સંસ્કારી બનાવનારા' જ એટલું સ્પષ્ટ છે કે આર્ય શબ્દ પ્રજા–જાતિ–કુલ(race)નો વાચક નથી.

અહીં થોડું એ પણ વિચારવું જોઈયે કે એશિયા અને યુરોપમાં આર્ય શબ્દ સાથે વાંશિક સંબંધ હોય તેવાં દેશવાચક નામ મળે છે કે જેવું આર્યાવર્ત. આ આર્યાવર્ત તે મનુસ્મૃતિ (૨–૨૨) પ્રમાણે "હિમાલય અને વિંધ્ય વચ્ચેનો પૂર્વ સમુદ્ર અને પશ્ચિમ સમુદ્રના અંતરાલમાં આવેલો પ્રદેશ." આ વિશે પણ યુરોપીય વિદ્વાનોએ વિચારણા કરી છે અને 'આયર્લૅન્ડ' અને ઇરાન' જેવા શબ્દોમાં આર્ય શબ્દનો સંબંધ જોતાં પણ એમાંથી પ્રજા–જાતિ–કુલવાચક અર્થ નથી નીકળતો. ઈરાનની જૂની ઝન્દાવેસ્તા ભાષામાં પણ એ 'સંસ્કારી–ખાનદાન–ઉમદા'ના અર્થમાં જ જોવા મળે છે. મૅક્સમ્યૂલરે સ્પષ્ટ કહ્યું છે કે,

"મારા તરફથી વારંવાર જાહેર કરવામાં આવ્યું છે કે જો હું આર્ય કહેતો હોઉં તો મારો આશય નથી લોહી વિશે કે નથી હાડકાં વિશે, નથી વાળ વિશે કે નથી ખોપરી વિશે. હું એટલું જ માનું છું કે જેઓ આર્ય ભાષા બોલે છે તેઓ. હિંદુઓ ગ્રીકો રોમનો જર્મનો કેલ્ટો અને સ્લાવ લોકોને એ લાગુ પડે છે. એમના વિષયમાં હું કહેતો હોઉં છું ત્યારે શારીરિક (પ્રાકૃતિક) લાક્ષણિકતાઓ હોવાની ભૂલ કરતો નથી." (બા ઑફ વ. ઍન્ડ ધ હો. ઑફ ધી આ., પૃ. ૧૨૦)

મને લાગે છે કે આર્ય સંજ્ઞાના વિષયમાં આટલી સ્પષ્ટતા પર્યાપ્ત છે.

પ્રજાના વિષયમાં વિચાર કરતાં એક વસ્તુ મને લાગી છે કે એશિયામાં 'ગૌરાંગ' 'પીતાંગ' અને 'શ્યામાંગ' ત્રણ પ્રકારની વિભિન્ન પ્રજા–જાતિ–વંશ જોવા મળે છે. આજની પરિભાષામાં આની શાસ્ત્રીય સંજ્ઞાઓ 'કૉકેસૉઈડ' 'મૉંગોલૉઈડ' અને 'ઑસ્ટ્રાલૉઈડ' છે. બેશક ભારતવર્ષની જ વાત કરિયે તો કાશ્મીરમાં 'ગૌરાંગ' પ્રજા, આસામ વગેરે પૂર્વના દેશ અને ચીન

વગેરેમાં 'પીતાંગ' પ્રજા, તથા વિંધ્યની નીચેના પ્રદેશો તેમ હિંદી મહાસાગર અને પ્રશાંત મહાસાગર વચ્ચેના દ્વીપોમાં 'શ્યામાંગ' પ્રજા જોવા મળે છે. આફ્રિકાના 'કોંગોઇડ' અને 'કેપોઈડ'થી આ પ્રજાઓ તદ્દન જુદી પડી જાય છે. આ પાંચે સંજ્ઞા યુરોપીય વિદ્વાનોએ આપી છે. 'કૅકેસોઇડ'નો અર્થ એ થયો કે કૉકેસસ ગિરિમાળામાં વિકસેલી ગૌરાંગ પ્રજા. આ 'કૅકેસોઈડ.' જ્યારે ચીન વગેરે તો હજી બરફ નીચે તદ્દન ઢંકાયેલા હતા ત્યારે આસામ-બંગાળથી લઈ પ્રશાંત મહાસાગર સુધીના પ્રદેશો અને દ્વીપોમાં હતી તે પ્રજા 'મોંગોલૉઈડ.' આ બંને પ્રજાના શરીરના રંગોમાં એટલું પાર્થક્ય છે કે આપણે જોઈને જ ભેદ પાડી શકિયે, તો 'ઓસ્ટ્રાલૉઈડ' પ્રજાને પણ તારવી લઈયે છિયે. આ ત્રણે પ્રજા માટે સાચી અને શુદ્ધ પરિભાષા જોઈતી હોય તો એ 'ગૌરાંગ' 'પીતાંગ' અને 'શ્યામાંગ' સરળતાથી સમઝાય એવી છે.

મારા મિત્ર, ઉજ્જૈન યુનિવર્સિટીના ડૉ. વાકણકર સાથે વાત કરતાં એમણે કહ્યું કે इन्दो-तीहेती વર્ગ પણ છે. મારે કહેવું જોઈએ કે આ સંજ્ઞા જ 'ગૌરાંગ' અને 'પીતાંગ'ના સંમિશ્રણની છે.

ભારતીય પુરાણોમાં 'ચંદ્રવંશ' અને 'સૂર્યવંશ' સંજ્ઞાઓ ખૂબ જાણીતી છે. સ્વરૂપ ઉપરથી જ સમઝાય છે કે 'ગૌરાંગ' એ 'ચંદ્રવંશી' અને 'પીતાંગ' એ 'સૂર્યવંશી'. કલકત્તાની વરિષ્ઠ અદાલતના એક વખતના ન્યાયમૂર્તિ પાર્જિટરે એના 'એન્શિયન્ટ ઇન્ડિયન હિસ્ટોરિકલ ટ્રેડિશન'(૧૯૨૯, પૃ. ૨૯૮-૩૦૦)માં વિચારણા રજૂ કરતાં 'ચંદ્રવંશ'ને 'આર્ય' કહ્યો છે અને 'સૂર્યવંશ'ને 'દ્રવિડ' કહ્યો છે. મને આ પાછલું બરોબર નથી લાગ્યું. આ મત સ્વીકારવામાં આવે તો 'સૂર્યવંશ'ને શ્યામાંગ' માનવો પડે. પૌરાણિક માન્યતા પ્રમાણે તો વિવસ્વાન (એટલે કે સૂર્ય) અને એનો વૈવસ્વત મનુ. આ મનુનો ઈક્ષ્વાકુ,' તેથી ઈક્ષ્વાકુનો વંશ સૂર્યવંશ. 'દ્રવિડદેશવાસીઓનો રંગ ભીનો છે, એટલે કે શ્યામાંગ છે. શ્યામાંગ 'ઑસ્ટ્રાલૉઈડ' પ્રજા છે. અમેરિકાના મારા અઢી માસના નિવાસ દરમ્યાન (તા. ૧ જુલાઈથી ૧૭ સપ્ટેમ્બર, ૧૯૮૨) અમેરિકન રેડ ઈન્ડિયન્સ વિશે મેં જે કાંઈ અભ્યાસ કર્યો, 'મેક્સિકન માઈથોલૉજી'નો ગ્રંથ વાંચ્યો અને અપ્રાપ્ય હોઈ એનો મહત્ત્વનો ભાગ ઉતારી લીધો ત્યારે જાણવામાં આવ્યું કે અમેરિકાના પ્રાચીનતમ વસાહતીઓ 'મોંગોલૉઈડ' પ્રજા છે અને એમનો દેવ સૂર્ય છે. ઉત્ખનનો દ્વારા તેમ જ જમીન ઉપર ખંડેરો તરીકે ઊભેલાં સમચોરસ બાંધકામો – કોઈ કોઈ તો ૨૫૦ ફૂટ સુધીની ઊંચાઈનાં – ઉપર સૂર્યનું મંદિર

અને પરંપરાથી ઊતરી આવેલ ગુરુનો ત્યાં નિવાસ રહેતો અને ગુરુ સૂર્યનો અવતાર ગણાય. આ સમીકરણનો વિચાર કરિયે તો પીતાંગ મોંગોલોઈડ' પ્રજા સૂર્યના સંબંધે 'સૂર્યવંશી' તે જ રીતે ભારતવર્ષનો પૂર્વોત્તર ભારતમાં રાજ્ય કરતો બતાવાયેલો વંશ તે 'સૂર્યવંશ' અને એ પૂર્વના પ્રદેશો અને પ્રશાંત મહાસાગરના પૂર્વ તરફના દ્વીપોમાં વસતી 'મોંગોલોઈડ' પ્રજાનો ભારતવર્ષમાં આવી વસેલો સમૂહ. દ્રવિડદેશવાસીઓ શ્વામાંગ હતા તે 'એસ્ટ્રાલોઈડ.' આમ ભારતવર્ષમાં ચંદ્રવંશ અને સૂર્યવંશનું સંમિશ્રણ થયું. ઉપરાંત એમાં દ્રવિડદેશવાસી શ્યામાંગનું પણ સંમિશ્રણ થયું.

ગૌરાંગ–'કૉકેસોઈડ'–ચંદ્રવંશીઓનું મૂલ સ્થાન કયું એ વિશે વિચાર કરવામાં આવે તો જેઓને વિદ્વાનોએ, ભલે ભૂલથી આર્યો કહ્યા તેઓનું સ્થાન આપણે શોધી કાઢવું જોઈએ. મૅક્સમ્યૂલર જ્યારે પ્રજાવાચક 'આર્ય' કહે છે ત્યારે વિવિધ રંગો વર્ણોના બોલનારાઓને માટે પ્રયોજે છે, છતાં આવા આર્યોનો નિવાસ એશિયામાં ક્યાંક અને વધુ સ્પષ્ટતા કરતાં પામીરની ગિરિમાળાથી લઈને ઉપર મધ્ય એશિયા સુધીમાં કહ્યો. એડેલુંગે કાશ્મીર કહેલું જ અને નકશામાં પામીરની ગિરિમાળા (ભલે એ જે એક પટ્ટી પૂર્વમાં વધી કાશ્મીર ઉપર અફઘાનિસ્તાનની સત્તા નીચે હોય છતાં) હકીકતે કાશ્મીરનું જ મથાળું થયું. પાર્જિટરે પોતાના અભ્યાસના ફલરૂપે આર્યોનું મૂલ સ્થાન Mid–Himalayan – હિમાલયનો મધ્ય પ્રદેશ કહ્યો છે એ આ રીતે સંગત થઈ રહે છે. એ તો ત્યાં સુધી કહે છે કે, 'દ્રુહ્યુ'ઓ આ પ્રદેશમાંથી પશ્ચિમ તરફ પશ્ચિમ એશિયામાં અને ત્યાંથી સમગ્ર યુરોપમાં ફેલાયા. હું ઉમેરું કે અરબસ્તાનમાં પણ એ જ વંશ.

પૌરાણિક રાજવંશાવલીઓમાં ચંદ્રવંશી યયાતિ રાજાના 'કુરુ' 'પુરૂ' 'અનુ' 'તુર્વસુ' અને 'દ્રુહ્યુ' પાંચ પુત્રો કહ્યા છે. ઋગ્વેદમાં 'યયાતિ'નું નામ (૧–૩૧–૧૭, ૧૦–૬૩–૧) આવે છે. પણ પાંચ પુત્રો તરીકે જોવા ન મળતાં એઓ વિભિન્ન કુળો તરીકે જોવામાં આવે છે. અર્થાત્ કે પ્રાચીનતમ સમયમાં હિમાલયના પ્રદેશમાંથી 'ચંદ્રવંશી' ગૌરાંગ દ્રુહ્યુઓ પશ્ચિમના પ્રદેશોમાં આગળ વધતા ચાલ્યા.

'દ્રુહ્યુ' નામ ઋગ્વેદમાં અનેક વાર જોવા મળે છે : ૧–૧૦૮–૮માં તો યદુ તુર્વસુ અનુ અને પુરુ સાથે મળે છે જે ઋગ્વેદના સમયની પાંચ પ્રજા હતી. મૅક્ડોનલ અને કીથ 'વેદિક ઇન્ડેક્સ(પૃ. ૩૮૫)'માં કહે છે કે દ્રુહ્યુઓ વાયવ્યમાં રહેતી પ્રજા હતી અને મહાભારતમાં ગાંધાર અને દ્રુહ્યુઓનો

સંબંધ છે. આ અભિપ્રાય ત્યાં એમણે પાર્જિટર લુડવિગ અને પોતામાંના મેકડોનલના મતોને ઉલ્લિખિત કરી કર્યો છે. વેદનો વિસ્તાર કરનારા – વેદની ઋચાઓના ઘડવૈયા ચંદ્રવંશીઓ પણ નીચે પંજાબમાં ઊતર્યા અને સપ્તસિંધુના આ પ્રદેશમાં સૂર્યવંશીઓ અને દ્રવિડદેશવાસી શ્યામાંગો સાથે એકાત્મક બન્યા. વેદની ઋચાઓ જુદા જુદા સમયે સપ્તસિંધુના પ્રદેશમાં પ્રકાશમાં આવી. પૃથ્વી ઉપરના દેશોમાં હજી સંસ્કૃતિનાં દર્શન થવા હજારો વર્ષોની વાર હતી તેવા યુગમાં બ્રહ્માવર્તને અને મધ્ય દેશને પોતામાં સમાવી લેતા પ્રદેશને આ લોકોએ 'આર્યાવર્ત' એવી સંજ્ઞા આપી, પ્રજા-જાતિ-કુલવાચક આર્ય નહિ, પણ સંસ્કારી લોકોએ. વૈદિક સંહિતાઓના વિભિન્ન ખંડ જુદે જુદે સમયે રચાતા રહ્યા છે. ઋગ્વેદમાં પણ જૂના અને નવા ભાગ સંકલિત થયા છે. અથર્વવેદનું સંકલન મોડે થયું હોવા છતાં એમાં પણ ભાષાની દૃષ્ટિએ પ્રાચીન અંશો જોવા મળે છે. સામવેદ તો ઋગ્વેદમાંથી જ મોટા ભાગની ઋચાઓ તારવીને ગાવા માટે સંકલિત કરવામાં આવ્યો છે. શુકલ યજુર્વેદ ભાષાવિકાસમાં ઉત્તરકાલનો છે, જ્યારે કૃષ્ણ યજુર્વેદ કિંવા તૈત્તિરીયસંહિતા પછીના બ્રાહ્મણકાલમાં આવી રહે છે.

સપ્તસિંધુના પ્રદેશમાં વૈદિક ભાષાનું મહત્ત્વપૂર્ણ સાહિત્ય સર્જાતું રહ્યું હતું તેની ભાષાને યુરોપીય વિદ્વાનો आर्य શબ્દનો અર્થસંકોચ કરીને ઈરાનની इन्दो–इरानियन–ભારત–પારસીક અને વેદોની ભાષા इन्दो–आर्यन–ભારત-આર્ય કહે છે. આ પાછલીને કોઈ વિદ્વાનો भारतीय आर्य કહે છે' પૂર્વ અને ઉત્તરના બેઉ શબ્દોના અર્થનો સંકોચ એમના હૃદયમાં છે, પણ મને પૂર્વ શબ્દનો અર્થ પણ સ્વાભાવિક લાગે છે અને ઉત્તર શબ્દોનો પણ એશિયા અને યુરોપના દેશોમાંની ભાષા તે મેક્સમ્યૂલરના મત પ્રમાણે आर्य. એમાંથી ભારતવર્ષની ભાષા તે भारतीय आर्य. યુરોપની ભાષાઓને જુદી પાડવા युरोपीय आर्य. હકીકતમાં આ જ વાત સંગત છે અને સંગત રીતે જ કહેવું હોય તો પાર્જિટરના મતે જે દ્રુહ્યુઓ ભારતવર્ષના વાયવ્ય પ્રદેશ ગાંધારમાંથી પશ્ચિમના દેશોમાં ફેલાયા તે લોકો आर्यभाषाને ત્યાં ત્યાં લઈ ગયા. એ ગૌરાંગ–ચંદ્રવંશી હતા. એમણે સ્થાનિક ભાષાઓને નેસ્તનાબૂદ કરીને आर्यभाषाનું પ્રભુત્વ જમાવ્યું. સ્થાનિક ત્યાં ત્યાંની પ્રજા કોઈ હોય તો એની સાથે એમનું સંક્રમણ પણ થયું અને પરિણામે અન્ય લોહીના લોક પણ ત્યાં ત્યાં आर्यभाषाનું સ્વરૂપ વાપરતા થઈ ગયા. આ ગૌરાંગ પ્રજાને મેક્સમ્યૂલરના મતે પામીરથી લઈ મધ્ય એશિયાના પ્રદેશમાં અથવા એણે "Some where in Asia—એશિયામાં ક્યાંક" (ઞા. વ. ઍન્ડ ધ હી. ઑફ આ. પૃ. ૧૨૦) એમ કહ્યું છે તેનો આશય વિચારીએ કહિયે તો અને પામીરની ગિરિમાળાના નીચેના પ્રદેશને પણ સ્વીકારિયે તો

જે કાશ્મીર અને હિમાલયનો મધ્ય પ્રદેશ તેમાં આર્યભાષાનો ઉદ્‌ગમ તેમ વિકાસ. આ ગૌરાંગો નીચે પંજાબમાં સપ્તસિંધુના પ્રદેશમાં વિસ્તર્યા અને પૂર્વ–પશ્ચિમ સમુદ્રોની વચ્ચે તેમ ઉત્તરના હિમાલય અને દક્ષિણના વિંધ્ય પર્વતોની વચ્ચે આર્યભાષા બોલનારા આર્ય – સંસ્કારી ખાનદાન. ઉમદા લોકોને કારણે આર્યાવર્ત સંજ્ઞા આપનારા થયા. આ 'ભારતીય આર્ય'નું સમગ્ર સાહિત્ય છેક વૈદિક કાલથી અહીં વિકસ્યું છે.

ઋગ્વેદનો સમય મૅક્સમ્યૂલરે ઈ. પૂ. ૧,૫૦૦નો કહ્યો છે યાકોબિ ઈ. પૂ. ૪,૦૦૦ સુધી લઈ જાય છે, તો લોકમાન્ય તિલક મહારાજ જૂના અંશોને ઈ. પૂ. ૮,૦૦૦થી ૧૦,૦૦૦ વર્ષ સુધીની વાત કરનારા કહે છે. ખૂદ ઋગ્વેદની જૂના થરની પછીના થરની ભાષાની સરખામણી કરવામાં આવે તો એ બંને સ્વરૂપોમાં વિકાસ નહિ, પણ હ્રાસ અનુભવાય છે. આને કારણે સહજ રીતે પ્રશ્ન ઉપજે છે કે એનું ઘસારો ન પામેલું અકબંધ સ્વરૂપ કેટલું જૂનું હશે.

અમેરિકામાં ઓછામાં ઓછા ૨૫,૦૦૦ વર્ષ ઉપર એશિયામાંથી ગયેલા પીતાંગ–'મોંગોલૉઇડ' શિકારી ગોપાલકો હિમયુગમાં બેરિંગની એ સમયે હતી તે સંયોગીભૂમિ દ્વારા પ્રશાંતના પશ્ચિમ કિનારેથી નીકળી અલાસ્કામાં દાખલ થયા અને હજારો વર્ષોના વ્યાપમાં સમગ્ર અમેરિકામાં પથરાઈ ગયા તેઓની ધાર્મિક માન્યતાઓ અને ભાષામાં જો આર્યત્વનાં દર્શન થતાં હોય તો આર્યભાષાનો સમય કેટલો પ્રાચીન્ હશે એ વિશે ગંભીરતાથી વિચારવું જોઈયે.

'માયા' 'આઝતેક' 'ઇન્કા' 'નવાજો' વગેરે અમેરિકન ઇન્ડિયન્સની ધાર્મિક માન્યતાઓમાં જેમ મુખ્ય દેવ સૂર્ય છે તે પ્રમાણે ઋગ્વેદના પાંચ દેવ ઇંદ્ર અગ્નિ વરુણ વાયુ અને યમ નામફેરથી છે. આ સામ્ય જેમ વિચારણીય છે તે પ્રમાણે થોડા વૈદિકી ભારતી ભાષાના શબ્દ પણ પકડાય છે. મેક્સિકો–યુકાતાનના માયાઓની ભાષામાં મને નકારાત્મક मा શબ્દ મળ્યો છે (આલ્ફ્રેડ એમ. ટોઝર, 'એ માયા ગ્રામર,' પૃ. ૨૯૮), તો કેલિફોર્નિયાની પૂર્વ સરહદે રહેતા નવાજો કે નવાહો અમેરિકનોની વર્તમાન ભાષામાં પાણીને માટે To (સં. तोय) એ પ્રાથમિક શબ્દ અને માણસને માટે Hastiin (સં. हस्तिन्–હાથવાળો) એ इन् પ્રત્યય લાગ્યો છે તેવો દ્વૈતીયિક શબ્દ મળેલ છે, (ગૅરી વિધરસ્પૂન, 'લેન્ગ્વેઇજ ઍન્ડ આર્ટ ઇન નવાજો યુનિવર્સ,' પૃ. ૬૪–૬૬, ૭૩, ૭૫, ૭૯). હજી મને તદ્દન સ્વલ્પ સામગ્રી – બે જ ગ્રંથ – ભાષાવિષયક મળેલ છે; બીજા મેળવવાનો મારો પ્રબળ પ્રયાસ છે,

ખાસ કરીને માયા અને નવાજોની ભાષાનાં વ્યાકરણ ગદ્ય તેમ જ કોશ પ્રસિદ્ધ થયેલાં છે તે.

આ જે કાંઈ સામ્ય મળે છે તે આર્યભાષાનો, એમાં પણ ભારતીય પ્રત્યયાત્મિકી આર્યભાષાનો, સમય કેટલો પ્રાચીન છે એમ કહેવા આપણને મજબૂર કરે છે. એ સાથે એ પણ સૂચવે છે કે પીતાંગ 'મોંગોલોઈડ' લોકોને પણ આર્યભાષા સાથે સંબંધ હતો. જે ગૌરાંગો અને પીતાંગો બેઉ વધુ નજીક આવી રહેલા હતા એમ બતાવે.

પૃથ્વીના પટ પર બીજાં ભાષાકુળ અસ્તિત્વમાં આવ્યાં તે પહેલાં આર્યભાષા એના પ્રત્યયાત્મિક સ્વરૂપમાં ૨૫,૦૦૦ વર્ષથી પણ જૂના સમયમાં હિમાલયના વાયવ્ય પ્રદેશમાં હતી એવું માનવા આ સમીકરણ કહી જાય છે. યુરોપીય વિદ્વાનો ભારતવર્ષમાં આવ્યા તે પૂર્વગ્રહને લઈને આવ્યા હતા. એમની સામે તો બાઈબલમાં ઈ. પૂ. ૪૦૦૪માં પૃથ્વીની ઉત્પત્તિ થઈ એ ગ્રહ હતો એટલે જે કાંઈ હતું તે એ સમય પછીનું. એનાથી ઊલટું, અમેરિકામાં જે યુરોપિયનો ગયા તેઓ ચોક્કસ પ્રકારના પૂર્વગ્રહ વિનાના હતા અને અમેરિકાના જૂના વસાહતી 'મોંગલોઈડ' લોકોનો અભ્યાસ અશ્મીભૂત અવશેષોને આધારે કરતા રહ્યા એને કારણે ૨૫,૦૦૦થી ૪૦,૦૦૦ વર્ષોના અંતરાલમાં એ વસાહતીઓ અલાસ્કામાં આવ્યા એમ ઉદારતાથી કહી ગયા.

ભારતવર્ષના વાયવ્ય પ્રદેશમાં વૈદિક પ્રજાનો વાસ ૨૫,૦૦૦ થી પણ પહેલાંનો હતો. એ આર્ય સંસ્કારી પ્રજા હતી અને એટલા જૂના સમયમાં ગૌરાંગ પીતાંગ અને શ્યામાંગ ત્રણે પ્રજા-જાતિ-કુળ એકબીજાના સંક્રમણમાં આવી ચૂક્યાં હતાં, જેમની ભાષા આર્ય હતી, જે ભાષા વધુ જૂના સમયમાં દુહુઓ પશ્ચિમના પ્રદેશોમાં ગોપાલકો તરીકે આગળ વધ્યે ફેલાઈ ગઈ. લિથુઆ-નિયામાં જઈને ઠરેલો એક ફાંટો ત્યાં સ્થિર થયો અને બહારનાં આક્રમણ ન આવ્યાં એને કારણે વૈદિકી ભાષાને ત્યાંની ભાષા વધુ નજીક રહી એ સૂચન છે.

**૨. આર્યભાષા અને એનો વંશવિસ્તાર :**

आर्यभाषानું ઉદ્દગમસ્થાન ક્યાં હતું અને એને કઈ પ્રજાએ વિકાસ આપ્યો એનું વિવરણ આ પૂર્વે હું કરી ચૂક્યો છું. इन्दो-युरोपियन કે इन्दो-जर्मनिकने સ્થાને आर्य એવી સંજ્ઞાનો સમાદર કરવાનો મૅક્સમ્યૂલરનો પ્રયત્ન હતો એ પણ આ પૂર્વે મેં કહ્યું છે. आर्यभाषा ભારતવર્ષમાં (તદ્દન દક્ષિણના કર્ણાટક તુળુ મળયાલમ તામિળ અને આંધ્ર પ્રદેશોના તથા મુન્ડા અને મોનખ્મેરના અપવાદે) પ્રચારમાં હતી. આ आर्यभाषा બોલનારા ગૌરાંગ

ચંદ્રવંશી દ્રુહ્યુઓ પશ્ચિમના પ્રદેશોમાં પોતાની ભાષાને લઈ ગયા ત્યાં સર્વત્ર એણે પ્રબળ વર્ચસ સ્થાપ્યું અને આપણે જાણિયે છિયે કે યુરોપના મોટા ભાગમાં (તુર્કસ્તાનના અપવાદે) અને જીવતી અને નાશ પામેલી ભાષાઓ આર્યકુલની છે અને હતી.

વીસમી સદીના ૧લા દસકાના અંતભાગમાં એશિયા–માઇનોરમાંના અંકારાથી પૂર્વમાં આશરે ૧૩૬ કિ. મી.ના અંતરે આવેલા બોધાઝકૂએઈમાં થયેલા ઉત્ખનનમાં સુમેરિયન અને એકાડિયન કીલકલિપિ(ક્યુનિફૉર્મ લિપિ)માં હજારો નાની નાની તક્તીઓના અભિલેખ મળી આવ્યા, જેના વાચનના પરિણામે હિત્તાઈત સત્તાધીશોના એ લેખ હોવાનું જાણવામાં આવ્યું. ઈ. પૂ. ૧૫ મી–૧૪ મી સદીઓમાં હિત્તાઇત સામ્રાજ્ય એ પ્રદેશમાં હોવાનું પકડાયું. આ સામ્રાજ્યની ભાષાનું જે સ્વરૂપ જોવામાં આવ્યું તે અત્યાર સુધી મળેલા इन्दो-युरोपियन કિંવા आर्यभाषानुं જૂનામાં જૂનું રૂપ હોવાનું કહેવાયું. જે કાંઈ પાર્થક્ય જણાયું તેને કારણે સ્તુર્તેવાં જેવા વિદ્વાને તો એને इन्दो–हित्ताहित–ભારત–હિત્તી એવી સંજ્ઞા પણ નિર્દેશી. ગમે તે હો, इन्दो-युरोपियनના शतम् અને केन्तुम् એવા બે વિભાગ પશ્ચિમ યુરોપ અને પૂર્વ યુરોપને ઉદ્દેશી પૃથક્ પડાયા તેમાં शतम्–વિભાગના પશ્ચિમ પ્રદેશમાં હિત્તી પ્રદેશ હોવા છતાં એમાં લક્ષણ केन्तुम्–વિભાગનાં જોવા મળ્યાં અહીં એના ઊંડાણમાં જવાની જરૂર નથી; માત્ર એટલું જ કે યુરોપની ભૂમિ ઉપર आर्यभाषानो વધુ એક જૂનો નમૂનો હિત્તી પ્રદેશમાં હતો. મોડેથી તોખારિયન ભાષા વિકસી તેનો સંબંધ આ भारत–हित्ती સાથે હોવાનું જાણવામાં આવ્યું.

शतम्–તાલવ્યપ્રધાન અને केन्तुम्–કંઠ્યપ્રધાન એવા બે મુખ્ય વિભાગ इन्दो–युरोपियन કિંવા મથાળ आर्यभाषाना વ્યાપક બન્યા તેમાં शतम् સમૂહમાં ૧. હિત્તી, ૨. તોખારિયન, ૩. ગ્રીક, ૪. લાતિન, ૫. જર્મન અને ૬. કેલ્તિક, જ્યારે केन्तुम्–સમૂહમાં ૧. ભારત–આર્ય ૨. સ્લાવ, ૩. બાલ્તિક ૪. આર્મેનિયન અને ૫. આલ્બેનિયન.

शतम् અને केन्तुम् એવા ભેદ લાક્ષણિક દૃષ્ટિએ જુદા પાડ્યા છે, આમ છતાં भारतीय आर्यમાં दिश् तादश् જેવા શબ્દોમાં રૂપાખ્યાનોમાં આપણને બંને લક્ષણોનો અનુભવ થાય છે, જેવો કે दिक्–दिग् તો दिशो વગેરે, तादक्–तादग् તો तादशो વગેરે કે જે ભાષાની વિશાલ સમૃદ્ધિનો ખ્યાલ આપે છે.

ભાષાશાસ્ત્રીઓએ इन्दो–इरानियन કિંવા भारत–पारसीक અને इन्दो–आर्यन કિંવા भारत–आर्य એવા ભેદ પાડ્યા હતા, પણ વાસ્તવમાં તો એક સગની બે ફાડની જેમ भारत–आर्यના જ પ્રધાન બે ભેદ इरानियन કે પારસીક आर्य અને भारतीय–आर्य એવી બે પૃથક્ સંજ્ઞાથી ઉદ્દિષ્ટ કરવા જોઈયે. મારા તરફથી અગાઉ 'આપણા કવિઓ–ખંડ ૧'ના 'ઉપોદ્‌ઘાત'માં (પૃ. ૧૦), भारतीय आर्यના ત્રણ પેટા ભેદ બતાવતાં ૧ ગાથા–અવેસ્તા (ઇરાનિયન), ૨. પૈશાચ (દાર્દિક) અને ૩. ભારતી (વૈદિક) એવા ત્રણ ભેદ સૂચવ્યા હતા તેમાં भारतीय आर्य ન કહેતાં હવે भारत–आर्य કહેવું જોઈયે. भारतीय आर्यથી હું હવે ભારતવર્ષની જ આર્યકુળની ભાષા કહેવા માગું છું. આ 'વૈદિકી ભારતી.' યુરોપીય વિદ્વાનો આ 'વૈદિકી ભારતી'ને 'વૈદિક સંસ્કૃત' કહે છે એ સંજ્ઞા મને બરોબર લાગતી નથી. આજથી આશરે પંદરસો વર્ષ ઉપર થયેલા મનાતા અમરસિંહે પોતાના नामलिङ्गाशासन કિંવા 'अमरकोश'માં "ब्राह्मी तुं भारती भाषा गीर्वाग् वाणी सरस्वती (१–६–१)" એમ ભારતવર્ષની પ્રધાન ભાષાના ૭ નામ આપ્યા છે, આમાં ક્યાંય 'સંસ્કૃત' ભાષાનામ નથી, એ તો मेदिनीकोशમાં संस्कृत શબ્દના ૬ અર્થ આપ્યા છે ત્યાં 'એ નામની સંસ્કારી ભાષા ભારતી' એવો છઠ્ઠો અર્થ આપ્યો છે.

ભાષાનો 'સંસ્કૃત' તરીકેનો નિર્દેશ સૌથી પ્રથમ તો 'વાલ્મીકીય રામાયણ'નાં 'સુંદરકાંડ'માં જોવા મળે છે: 'वाचं चोदाहरिष्यामि मानुषीमिह संस्कृताम्–૩૦–૧૦," જે ઈ. પૂ ૨ જી–૩ જી સદીથી આગળ જઈ શકતું નથી. ઈ. સની ૨ જી સદી આસપાસના ભરત–નાટ્યશાસ્ત્રમાં सस्कृतं प्राकृत चैव यत्र पाठयं प्रयुज्यते (નિર્ણયસાગર–આવૃત્તિ, ૧૭–૨૫ વગેરે) સ્પષ્ટ નિર્દેશ છે. महाभाष्यकार પતંજલિ ભાષ્યના નહાહ્નિકમાં 'સંસ્કૃત' અને એનાથી ભ્રષ્ટ થયેલ શબ્દોને 'अपभ्रंश' કહે છે. મઝા એ છે કે સંસ્કૃત ભાષાના મહાન વૈયાકરણ પાણિનિએ પોતાની એ ભાષાને માત્ર भाषा કે लौक(भाषा) કહી છે અને એનાથી જુદી પાડવા વૈદિકી ભાષાને માટે छन्द्रस् સંજ્ઞાનો પ્રયોગ કર્યો છે. આથી જ સ્પષ્ટ થશે કે અમરસિંહે એક પર્યાય भाषा આપ્યો છે એની પાછળ પાણિનિનો શબ્દપ્રયોગ નિયામક સમઝાય છે. મેદિનીકોશ 'छन्दस्'નો એક અર્થ 'વૈદિક સાહિત્ય' કરે છે. જે પણ પાણિનિના શબ્દપ્રયોગનું પરિણામ લાગે છે. આમ વૈદિકી ભાષાનુ સંગત એક નામ આપવું હોય તો એને 'इन्दो–आर्य' કહેવા કરતાં 'भारतीय आर्य' કે સર્વસામાન્ય 'भारती' સંજ્ઞા આપવી તર્કશુદ્ધ થઈ રહેશે. આ 'भारती'નું ઠીક ઠીક ઘસાઈ

ગયેલું રૂપ પાણિનિએ 'ભાષા' તરીકે સૂચવ્યું; 'સુંદરકાંડ' અને 'નાટયશાસ્ત્રે' એને 'સંસ્કૃત' કહ્યું.

આ વૈદિક ભારતી ભાષાનું અસલ પ્રત્યયાત્મક સુશ્લિષ્ટ સ્વરૂપ કેવું હશે, એ જાણવાનું કોઈ સાધન આપણી પાસે નથી એનું ઘસાતું આવતું રૂપ આપણને અનુક્રમે ઋગ્વેદના પ્રાચીન ભાગો અને અથર્વવેદના એવા ભાગોમા પ્રાચીન ઉપનિષદો અને તૈત્તિરીય સંહિતામા જોવા મળે છે. એ સમય પણ ઈ. પૂ. ૧,૦૦૦ થી આ બાજુનો તો નથી જ. પાલી અને અન્ય પ્રાકૃતોનો વિકાસ થયો છે તે આ વૈદિકી ભારતીમાંથી, નહિ કે સસ્કૃત ભૂમિકામાંથી. બેશક, પાલી અને પ્રાકૃત ભાષાના વૈયાકરણોએ સસ્કૃત મૂલ છે એમ માનીને પછી વિકાસ સૂચવ્યો છે. અહીં એક જ ઉદાહરણ લઈયે: मद्र कर्णेभिः ગુણુગ્રામમાંના कर्णेभिःનો વિકાર પાલીમાં कण्णेभि અને પ્રાકૃત–મહારાષ્ટ્રીમાં कण्णेहि કે कन्नेहि, અપભ્રંશમાં પણ कन्नेहि. આ 'भि' ને 'हि' કાંઈ વિકસેલા રૂપ कर्णैःનો વિકાસ નથી. મહારાષ્ટ્રી પ્રાકૃતના સ્ત્રીલિંગના साला વગેરે શબ્દોના ૧ લી બહુવચનમાં सालाओ રૂપ મળે છે તે शाला.નો વિકાર નહિ, પણ જૂના शालासःનો વિકાર છે.

વૈદિકી ભારતીમાંથી પ્રથમ જે પ્રાથમિક પ્રાકૃત રૂપનો વિકાસ થયો તેના કોઈ નમૂના આપણી પાસે નથી, પરંતુ આપણને ઉટ્ટંકિત કે લિખિત સ્વરૂપમાં મળ્યા છે તે તો દ્વૈતીયિક પ્રાકૃતોના મળ્યા છે. એટલે એક બાજુ સંસ્કૃત ભાષા ઊતરી આવી તો બીજી બાજુ દ્વૈતીયિક કોટિના 'પાલી' 'માગધી' 'અર્ધ-માગધી' અને 'અશોકની પશ્ચિમ ધમ્મલિપિની ભૂમિકા.' આમાંની 'માગધી' આવી રહે છે.

વિકાસની દૃષ્ટિએ 'પાલી'માંથી 'શૌરસેની,' એમાંથી 'મહારાષ્ટ્રી પ્રાકૃત' અને એમાંથી 'અપભ્રંશ' ભૂમિકા, તો 'અર્ધમાગધી' શુદ્ધમાંથી જૈન સૂત્રાંગોની 'અર્ધમાગધી' અને એમાંથી મહારાષ્ટ્રી પ્રાકૃતના સાહચર્યે 'જૈન મહારાષ્ટ્રી' વિકસી આવી છે. 'અપભ્રંશ' એ એવું રૂપ છે કે જેને 'જૈન મહારાષ્ટ્રી' અને 'અશોકની પશ્ચિમી ધમ્મલિપિની ભૂમિકા'નાં ધાવણ મળ્યાં છે.

હું વ્યાકરણકારોએ બતાવેલી 'પ્રાકૃત ભાષાઓ' 'પ્રાકૃત વિભાષાઓ' અને અપભ્રંશોમાં અહીં ઊંડે ઊતરવા નથી ચાહતો, એ બધાં પ્રાદેશિક રૂપ છે. 'અપભ્રંશ' તો દેશભેદે ૨૭ જેટલા જાણવામાં આવ્યા છે, જેમાંથી 'નાગર' 'ઉપનાગર' અને 'વ્રાચડ' એને મહત્ત્વ આપવામાં આવ્યું છે, પણ

આનાથી પ્રાદેશિકતાને ટાળી શકાય એમ નથી. સત્તાવીસે સત્તાવીસ અપભ્રંશ થોડા ઝાઝા ભેદે તે તે પ્રદેશમાં પ્રચારમાં હતા. તેમાંનો 'ગૌર્જર અપભ્રંશ' ગુર્જરોના પ્રદેશમાં વ્યાપક હતો કે જે ગુજરાત-સૌરાષ્ટ્રમાં પણ પ્રચલિત બન્યો, જેમાં અશોકની પશ્ચિમી ધમ્મલિપિની ભૂમિકાના અવશેષ છાના રહેતા નથી. આના ઊંડાણુમાં આપને હું લઈ જવા માગતો નથી, મારે માત્ર એટલું જ સૂચવવું છે કે મારવાડ-મેવાડ મેવાત જયપુર કોટા પશ્ચિમ-માળવા, વ્રજભૂમિની પશ્ચિમ સીમા, નિમાડ અને ગુજરાત-સૌરાષ્ટ્રની વર્તમાન ભાષા-બોલીઓનું મથાળ 'ગૌર્જર અપભ્રંશ'માં રહેલું છે, એટલું જ નહિ, આચાર્ય હેમચંદ્રે જે 'અપભ્રંશ'નું સ્વરૂપ सिद्धहेमशब्दानुशासनના છેક છેડે વિસ્તારથી આપ્યું છે તે પણ 'ગૌર્જર અપભ્રંશ'નું છે. એ પોતાના પ્રદેશમાં જે વ્યાપક હતું તે છે, જેવું એમણે 'પ્રાકૃત' કહી વિસ્તારથી વ્યાકરણ આપ્યું તે 'મહારાષ્ટ્રી પ્રાકૃત'નું તો છે જ, પણ વિશિષ્ટિતાઓને કારણે એ 'જૈન-મહારાષ્ટ્રી' પ્રાકૃતનું છે, છતાં નામ ન પાડ્યું તેમ. આવો અભિપ્રાય આપતી વખતે હું સભાન છું. ધારાનો ભોજ એના કાવ્યશાસ્ત્રના ગ્રંથ सरस्वतीकण्ठाभरणમાં એક મીઠી ગાળ આપે છે કે,

"शृण्वन्ति लटभं लाटाः प्राकृतं संस्कृतद्विषः ।
अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गुर्जराः ॥

'સંસ્કૃતનો દ્વેષ કરનારા લાટવાસીઓને સુંદર પ્રાકૃત ભાષા સાંભળવી પસંદ છે. જ્યારે ગુર્જરો તો એવા છે કે જેઓ માત્ર પોતાનો જ અપભ્રંશ પ્રયોજી સંતોષ પામે છે, બીજા કોઈ અપભ્રંશથી નહિ.' (सरस्वतीकण्ठाभरण, નિર્ણયસાગર પ્રેસ, ૨-૧૩)

આ ટોકાર ઉત્તર ગુજરાતના ચૌલુક્યોને ઉદ્દેશીને જ છે. તેથી જ તો પછીથી સિદ્ધરાજે ભોજને નામે રચાયેલા સં. ગ્રંથોની હરીફાઈમાં આચાર્ય હેમચંદ્ર પાસે સં. ભાષાની એકથી વધુ શાખાઓના ગ્રંથોનું સર્જન કરાવ્યું.

## ૩. ગુજરાતી ભાષાનો ઉદ્દ્‌ગમ :

ચૌલુક્ય કાલમાં ગુજરાતે સંસ્કૃત ઉપરાંત પ્રાકૃત અને અપભ્રંશ ભાષામાં પણ અનેકસંખ્ય અનેકવિધ ગ્રંથ મેળવ્યા એ સમયથી 'ઉત્તર ગૌર્જર અપભ્રંશ ભૂમિકા'માં અનેક નાનીમોટી પદ્યરચનાઓ અને થોડી થોડી ગદ્યરચનાઓ પણ વાસ્તવમાં આવી લગભગ અઢારસોથી ત્રણસો વર્ષના ગાળામાં રચાયેલી કૃતિઓમાં રાસપ્રકારનાં કાવ્યોનું બાહુલ્ય હોવાથી એ સમયગાળાને મારા

તરફથી 'રાસયુગ' સંજ્ઞા આપવામાં આવી છે. બેશક આ સમયગાળામાં મારવાડ–મેવાડની મારવાડી, મેવાતની મેવાતી, જેપુરની ઢૂંઢાળી, કોટાની હાડૌતી, વ્રજભૂમિની પશ્ચિમ સીમાએ અહીરવટી, પશ્ચિમ–માળવાની માળવી, નિમાડની નિમાડી અને ગુજરાત–સૌરાષ્ટ્રની ગુજરાતી બોલીઓ વિકાસને પંથે હતી, જે ઉભયાશ્રયી યૂથના ગૌર્જર અપભ્રંશમાંથી વિકસતી રહી હતી, બધીની પોતીકી લાક્ષણિકતાઓનાં બીજ આમાં વવાઈ ગયાં હતાં, જે ૧૫ મી સદીના અંત સુધીમાં પલ્લવિત સ્વરૂપના છોડ તરીકે વિકસી આવ્યાં હતાં. 'રાસયુગ' એ આ ગાળાનો પરિપાક છે. આ લાક્ષણિકતાઓ આ સર્વ બોલીઓ માટે લગભગ સમાન હતી, જેવી કે ૧. સ. તત્સમ શબ્દોનો વધતો જતો વાપર, ૨. બેવડા વ્યંજનોનો હ્રાસ અને પૂર્વના સ્વરની પ્રાયઃ દીર્ઘતા, છતાં હ્રસ્વતા પણ પ્રસંગવશાત્ રહે, અને ૩. વિભક્તિપ્રત્યયો ઘસાતા ચાલતાં નામયોગીઓનું પ્રાધાન્ય.

'રાસયુગ'નો પ્રધાન સાહિત્યપ્રકાર 'રાસ' છે. સંજ્ઞા ઉપરથી જ સ્પષ્ટ છે કે આ મૂળમાં નૃત્તપ્રકાર હતો. ઈ. પૂ. ૩ જી સદી આસપાસના જાણવામાં આવેલા પહેલા નાટ્યકાર કવિ ભાસના 'બાલચરિત' પંચાંકી નાટકમાં બાલક કૃષ્ણની પોતાની ઉંમરની નાની બાળકીઓ સાથેની हल्लीसअ–हल्लीसक સમૂહ નૃત્તાત્મક ગેય ક્રીડાનો જૂનામાં જૂનો નિર્દેશ મળે છે. એ પછી થોડા સમયમાં અસ્તિત્વમાં આવેલા हरिवंश (પૂના–ભાંડારકર ઑરિયેન્ટલ રિસર્ચ ઈન્સ્ટિટ્યૂટની સમીક્ષિત વાચના, અ. ૧૩)માં કૃષ્ણની ક્રીડાને અંતે 'ગોપીઓના चक्रवालोંથી શોભા પામેલા કૃષ્ણ ચંદ્રવાળી શારદી રાત્રિઓમાં આનંદ કરી રહ્યાં' એવો (શ્લો. ૩૫ માં) નિર્દેશ છે. અહીં નીલકંઠ ટીકાકાર આ हल्लीसक પ્રકારની નૃત્તક્રીડા હોવાનું કહે છે, हरिवंशમાં કશો નિર્દેશ નથી. એ પછી તો ગુપ્તકાલમાં રચાયેલા 'વિષ્ણુપુરાણ'માં પ્રથમ વાર रास નામક ક્રીડાનો ઉલ્લેખ થયેલો છે, જેનો સારો વિસ્તાર ભાગવતપુરાણ(૧૦ મા સ્કંધની રાસપંચાધ્યાયી)માં જોવા મળે છે. ૭મી–૮ મી સદીના ભાગવતમાં હજી એ નૃત્તવિશેષ છે. કાવ્યશાસ્ત્રના ગ્રંથોમાં પછી रासक એક પ્રકારના ઉપરૂપક–નાટ્યપ્રકારને માટે સ્વીકારવામાં આવેલ છે. આ રૂપકો ગેય કહ્યાં છે. વાગ્ભટે એના 'કાવ્યાનુશાસન'માં ૧૧ ઉપરૂપક કહ્યાં છે તેમાં ૮ મું हल्लीसक છે અને ૧૦ મું रासक છે. ૧૨ મી સદીના એમની પછી તરત થયેલા આચાર્ય હેમચંદ્રે પોતાના 'કાવ્યાનુશાસન'માં ૧૨ ઉપરૂપક આપ્યાં છે તેમાં हल्लीसक ૮ મું અને रासक ૯ મું ગેય ઉપરૂપક છે. વાગ્ભટે (પૃ. ૧૮૦) रासकની વ્યાખ્યા આપતાં જણાવ્યું છે કે

"'નર્તકીઓ અનેક હોય, જેમાં અનેક પ્રકારના તાલ અને લય હોય, પણ જેમાં ૬૪ સુધીનાં યુગલ હોય તેવું કોમળ અને ઉદ્ધત જે ગેયરૂપક તે રાસક."

વસ્તુસ્થિતિએ ગેય રૂપકનો વાચક બન્યા પછી વસ્તુમાં કાવ્યગત રસનું સંમિશ્રણ અનિવાર્ય બન્યું, માટે જ નાનાં સંભવિત ગેય ઊર્મિગાનોમાંથી વર્ણનાત્મક-નિરૂપણાત્મક રાસ' કાવ્યો રચાતાં ચાલ્યાં. 'ફાગુ' કાવ્યોમાં એક છંદ તરીકે रासक આવે છે; સંભવ છે કે એટલો ભાગ સમૂહનૃત્ય માટે ઉપયોગમાં આવતો હોય. ઐતિહાસિક ક્રમે ખ્યાલ કરતાં 'રાસ' સમૂહનૃત્યમાં ઉપયોગી કાવ્યપ્રકાર તરીકે વિકાસ સાધતો થયો, પણ એ સમૂહમાં રમવાનો પ્રકાર પણ હતો જ. 'રેવંતગિરિરાસુ' (ઈ. સ. ૧૨૩૨)ના અંતભાગમાં 'રંગિહિ એ રમઈ એ રાસુ' (૪-૨૦) એ સ્પષ્ટ કરી આપે છે. અપભ્રંશ-ભાષામાં 'ચર્ચરી' અને 'રાસક'ના પ્રબંધ રચાવા શરૂ થઈ ગયા હતા, જે કવિતા ગેય પ્રકારની હતી અને જિનદત્તસૂરિના 'ઉપદેશસારાયનરાસ'(અપભ્રંશ કાવ્યના ટીકાકાર જિનપાલ ઉપાધ્યાયે એના વિશે કહેતાં લખ્યું છે કે अयं सर्वेषु रागेषु गीयते गीतकोविदैः ('અપભ્રંશકાવ્યત્રયી, પૃ. ૨૯)-વિદ્વાન ગાયકો આ 'રાસ' કૃતિને બધા રાગોમાં ગાઈ શકે છે.'

આ રાસપ્રકાર કથાકાવ્યો, ઈતિહાસમૂલક કાવ્યો, ઉપદેશના રૂપનાં કાવ્યો એમ વિષયો પ્રત્યે વિવિધતાવાળો પણ રચાતો ગયો, ધીમે ધીમે એનું કદ પણ વધતું ગયું કે જેમાં એની રમણક્ષમતા ઓસરતી ગઈ. 'રાસયુગ'ની સમાપ્તિએ પહોંચતાં આ અનુભવી શકાય છે.

'રાસયુગ'નો બીજો રમણીય પ્રકાર ફાગુકાવ્યોનો વિકસ્યો છે, જે વાસ્તવમાં ઋતુકાવ્ય છે. મોટેભાગે વસંતઋતુને કેન્દ્રમાં રાખી વિપ્રયોગ-સંયોગ રસના ઉત્તમ નમૂનારૂપ, એક જ છંદમાં તો વળી એકથી વધુ છંદો અને ઢાળોમાં પણ વર્ષાઋતુને કેન્દ્રમાં રાખી રચાયેલો તો એકમાત્ર જિનપદ્મસૂરિકૃત 'સ્થૂલિભદ્રફાગુ' (ઈ સ. ૧૩૩૪-૧૩૪૪) છે.

ત્રીજો પ્રકાર 'લૌકિક કથાનકો'નો છે, જે બહુ વિકાસ પામ્યો નથી. બંધની દૃષ્ટિએ સળંગ ચોપાઈઓ હોય છે. આ ઉપરાંત વિરહાત્મક 'બારમાસી' તેમ 'માતૃકા' અને 'કક્ક' અને છંદોબદ્ધ જૂજ કાવ્યો પણ મળ્યાં છે.

'રાસયુગ'માં અસાઈત જેવાના એકમાત્ર અપવાદે જૈન સાધુઓની રચનાઓ મળી છે, જૈનેતર રચનાઓ નહિ હોય એમ તો ન જ કહી શકાય, પરંતુ સચવાયેલી જાણવામાં આવી નથી. 'રાસયુગ'નો એ પ્રકાર તો 'રાસો'ની દૃષ્ટિએ ૧૯મી સદી સુધી ચાલુ રહ્યો છે. આમ છતાં બીજા સાહિત્યપ્રકાર

પ્રબલતાથી બહાર આવ્યા ને જૈનેતર કવિઓ જોવામાં આવ્યા તેથી 'રાસયુગ'ની સમાપ્તિ માની અને નરસિંહ મહેતાને કારણે 'આદિભક્તિયુગ' અસ્તિત્વમાં આવ્યો કે જેમાં 'નરસિંહ' 'ભાલણ' 'મીરાં' અને 'માંડણ' 'ભીમ' જેવા ભક્તિપદોના રચયિતા પ્રકાશમા આવ્યા.

૪. મધ્યકાલીન ગુજરાતી ભાષાનો વિકાસ :

ગુજરાતી સાહિત્ય પરિષદના ૧લા અધિવેશનના પ્રમુખસ્થાનેથી સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીએ ભક્તિની જવાળા કયાંથી ફૂટી એ વિશે પોતાના વિચાર વ્યક્ત કર્યા હતા અને કે. વા. આનંદશંકર ધ્રુવે પણ એ વિશે વિચારણા રજૂ કરી હતી. મોડેથી સ્વ. કનૈયાલાલ મા. મુનશીએ પણ એ ચર્ચામાં ઝંપલાવી નરસિંહના સમયને ૬૦ વર્ષ આ બાજુ મૂક્યો હતો આજે હવે આ બધી વાતો રહી નથી. નરસિંહના સમય વિશે, ભાલણના સમય વિશે તેમ મીરાંના સમય વિશે આજે બધા મતભેદ ઓગળી ગયા છે, ભક્તિની જવાળા કયાથી ફૂટી એ પ્રશ્ન પણ હવે ચર્ચવો બાકી રહ્યો નથી. નરસિંહ મહેતા પર દક્ષિણી સંત નામદેવની અને ભાલણ ઉપર પુષ્ટિમાર્ગીય અષ્ટછાપ કવિઓમાંના સૂરદાસાદિની અસર પકડી શકાય છે. મીરાંને પણ એ લાભ મળ્યો જ હતો. નરસિંહ વગેરે ભક્તકવિઓએ વિપુલતાથી પદસાહિત્ય રજૂ કરી આપ્યું છે. આ મુખ્ય પ્રકાર હતો તેથી જ એને 'આદિભક્તિયુગ' એવી સંજ્ઞા આપવાનું મને સમુચિત લાગ્યું છે, જેનો અત્યાર સુધીમાં કયાંયથી વિરોધ થયો નથી.

આ યુગમાં બીજો સાહિત્યપ્રકાર વિકસ્યો તે તો 'આખ્યાનો' નો, સળંગ બંધનાં તેમ કડવા બંધનાં; આનાં બીજ નરસિંહમાં છે, પણ વીરસિંહ કર્મણ માંડણ વગેરે આખ્યાનકારો આગળ આવ્યા, જેમનાં પદબદ્ધ અને વર્ગબદ્ધ પણ થોડાં કાવ્ય અસ્તિત્વમાં આવ્યાં. આ પ્રકારમાં મહાભારત રામાયણ અને પુરાણોમાંથી વસ્તુ લઈ જુદા જુદા દેશી રાગોમાં ગાઈ શકાય તેવી રીતે પ્રકાર ખીલ્યો.

આ યુગમાં રાસોની વિપુલતા છે, પરંતુ 'રાસયુગ'ની જેમ જ ફાગુઓની સંખ્યા પ્રમાણમાં ઓછી છે. આ યુગમાં 'લૌકિક કથાનકો'ની સંખ્યા પણ મર્યાદિત છે. જૂના 'વિસલદેરાસો' અને 'ચંદરાસો'ની જેમ 'રણમલ્લછંદ' નાના સ્વરૂપમાં 'રાસયુગ'ના અંતભાગમાં મળ્યો હતો. એનાથી કયાંય આગળ વધી ગયેલો ઐતિહાસિક પ્રબંધ કાન્હડદેપ્રબંધ' (ઈ. સ. ૧૪૫૫) જેવા મળ્યો છે, તો 'વિમલપ્રબંધ' (ઈ. સ. ૧૫૧૨) છે એવા જ પ્રકારનો કાવ્યગ્રંથ છે.

પ્રમાણમાં ઘણા થોડા છે, પણ શબ્દસમૃદ્ધિની દૃષ્ટિએ પણ ખૂબ મહત્ત્વના છે. અર્વાચીન ગુજરાતી ભાષાના કોશકારને પણ આ બાલાવબોધો પુષ્કળ ભાતું આપે તેવા છે.

## ૬. ગુજરાતી વ્યાકરણ

ગુજરાતને ગૌરવ અપાવે તેવું વ્યાકરણ–ગૌર્જર અપભ્રંશનું વ્યાકરણ–આચાર્ય હેમચંદ્રે એમના સિદ્ધહેમ સં. વ્યાકરણના છેલ્લા ૮મા અધ્યાયના છેલ્લા ૪થા પાદમાં આપ્યું છે તે આપણી પહેલી મૂડી છે. શા માટે હું એને 'ગૌર્જર અપભ્રંશ'નું વ્યાકરણ કહું છું એ વિશે આ પહેલાં સૂચન કરી ગયો છું. એમના વ્યાકરણના આધારે ત્રિવિક્રમનું પ્રાકૃત વ્યાકરણ અને એના આધારે લક્ષ્મીધરની 'ષડભાષાચંદ્રિકા' આ બેઉ પ્રાકૃત વ્યાકરણોમાં આ હેમચંદ્રના અપભ્રંશ વ્યાકરણનું જ અનુસરણ છે. માર્કંડેયે એના 'પ્રાકૃત-સર્વસ્વ'માં ત્રણ મુખ્ય અપભ્રંશોની ચર્ચા કરી બાકીના અપભ્રંશોનાં લક્ષણ આપ્યાં છે જેમાં 'ગુર્જરી' અપભ્રંશનો પણ નિર્દેશ કર્યો છે. સિંહરાજનો 'પ્રાકૃતરૂપાવતાર' ત્રિવિક્રમોપજીવી છે, એના ઉપર આ. હેમચંદ્રની અસર પણ પકડાય છે.

આપણને સંગ્રામસિંહની 'બાલશિક્ષા' અને કુલમંડનગણિનું 'મુગ્ધાવબોધ ઔક્તિક' બંને સંસ્કૃત ભાષાના પ્રાથમિક કક્ષાનાં વ્યાકરણ મળ્યાં છે, જેમાં માધ્યમ મધ્યકાલીન ગુજરાતી ભાષાનું છે, જે ગુજ. વ્યાકરણને માટે પણ સામગ્રી પૂરી પાડે છે.

ગુજરાતી ભાષાને કેંદ્રમાં રાખીને તો છેક ૧૯મી સદીના આરંભ-કાલમાં આવવું પડે છે. 'ગ્લોસરી'ના કર્તા ડ્રા. ડ્રમન્ડે 'કોશ'ની પહેલાં ગુજ-રાતી પ્રારંભિક વ્યાકરણ આપ્યું છે તેમાં મરાઠી અને અંગ્રેજી પર્યાય પણ રૂપાખ્યાનો વગેરેમાં આપ્યા છે. ગુજરાતી વ્યાકરણક્ષેત્રે આ પહેલો પ્રયત્ન છે, જેનો ઢાંચો અંગ્રેજી વ્યાકરણનો છે. આ પછી તો અંગ્રેજી વ્યાકરણનો જ ઢાંચો આપણે ત્યાં વ્યાપક બન્યો. આશ્ચર્ય છે કે સંસ્કારી ગુજરાતી ગદ્યનો પરિચય જેમણે લગભગ પહેલો આપ્યો છે તે મહારાષ્ટ્રિય વિદ્વાન ગંગાધર શાસ્ત્રી ફડકેએ સૌથી પહેલું ગુજરાતી લઘુ વ્યાકરણ આપેલું મળ્યું છે અને એ ૧૮૩૯માં. એ પછી ૧૮૪૨માં એચ. એન રામસેનું 'ગુજરાતી વ્યાકરણના સિદ્ધાંતો,' ૧૮૪૫માં વિલિયમ ફોર્બ્સે અને ૧૮૪૭માં વિલિયમ કલાર્કસને 'ગુજરાતી ભાષાનું વ્યાકરણ' અલગ અલગ આપેલ છે. પુસ્તક પ્રસિદ્ધ કરનારી કોઈ મંડળીએ ૧૮૫૨માં આ સંજ્ઞાથી એક વ્યાકરણ બહાર

પાડ્યું હતું. તો એડવર્ડ લેથીએ ૧૮૫૦માં 'ગુજરાતી વ્યાકરણના સિદ્ધાંતો' બહાર પાડેલ, જ્યારે ગુ. પ્રા. એ. ઈન્સ્પેક્ટરનો હોદ્દો ધરાવનાર કોઈ અંગ્રેજ અમલદારે ૧૮૫૮માં 'ગુજરાતી ભાષાનું વ્યાકરણ' પ્રસિદ્ધ કરેલું.

ગુજરાતી વિદ્વાનોમાં જાણવામાં આવેલો પહેલો પ્રયત્ન તો ૧૮૬૫માં કવિ નર્મદાશંકરે 'નર્મવ્યાકરણ' શીર્ષકથી કર્યો, જેનો બીજો ભાગ ૧૮૬૬માં બહાર પડેલો. વળતે વર્ષે જાણીતા વ્યાકરણકાર જોસેફ વૅાન ટેલરનું 'ગુજરાતી વ્યાકરણ' પ્રસિદ્ધ થયું. જેની બીજી આવૃત્તિ ૧૮૬૮માં અને ત્રીજી આવૃત્તિ ૧૮૯૩માં બહાર આવી. આ એક પ્રૌઢ પ્રયત્ન હતો. ૧૮૬૯માં વડોદરાના કેળવણીકાર હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા અને શ્રી લાલશંકરે મળીને 'ગુજરાતી ભાષાનું વ્યાકરણ' બહાર પાડ્યું. આ પછી 'ગુજરાતી વાચનમાળા'થી જાણીતા થયેલ ટી. સી. હોપે ૧૮૭૦માં 'ગુજરાતી ભાષાનું વ્યાકરણ' આપ્યું, જેની પછી એકથી વધુ આવૃત્તિઓ થઈ, કારણ કે એ પાઠ્યપુસ્તક હતું. એક 'ગુજરાતી વ્યાકરણ' ખંડુભાઈ નાગરભાઈ દેસાઈએ ૧૮૭૬માં આપ્યું. ૧૮૮૯માં આપણને બે વ્યાકરણ મળે છે, જેમાંનું પૂર્ણાનંદ મહાનંદ ભટ્ટનું 'ગુ. ગ્રામર' અંગ્રેજીમાં હતું, તો ડી. ડી. દલાલનું ગુજરાતીમાં હતું. 'ગુજરાતી વ્યાકરણ' શીર્ષકથી ૧૮૯૨માં ટીસડોલનું વ્યાકરણ આવ્યું, તો (પ્રેમચંદ રાયચંદ) ટ્રેઈનિંગ કૉલેજના આચાર્ય મહીપતરામ રૂપરામ નીલકંઠે 'ગુજરાતી ભાષાનું નવું વ્યાકરણ' ૧૮૯૩માં આપ્યું. ગુજરાતી વ્યાકરણના સિદ્ધાંતો' ૧૮૯૭ માં મંચેરશા પાલનજી કૈકોબાદે આપ્યા, તો જે. પી. ટેલરે અંગ્રેજીમાં ગુજરાતી વ્યાકરણ ૧૮૯૮માં વિસ્તારથી આપ્યું.

મોટા ટેલર અને નાના ટેલર સિવાયના વિદ્વાનોના પ્રયત્ન પ્રાથમિક કોટિના કહી શકાય. આ પછી વીસમી સદીમાં તો અત્યાર સુધી પ્રયત્ન મોટા ભાગે શાળાકીય કક્ષાના થયા કર્યા છે, પરંતુ સબળ પ્રયત્ન થયો તે તો ટ્રે.રા. કૉ ના જ આચાર્ય કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીનો, વ્યવસ્થિત રીતે એમણે ત્રણ કક્ષાનાં વ્યાકરણ આપ્યાં : ૧૯૧૬ માં 'ગુજરાતી ભાષાનું લઘુ વ્યાકરણ,' ૧૯૧૭ માં 'ગુજરાતી ભાષાનું મધ્ય વ્યાકરણ' (માધ્યમિક કક્ષા માટે) અને ૧૯૧૯માં 'બૃહદ્ વ્યાકરણ.' આ છેલ્લો પ્રયત્ન 'ઐતિહાસિક પદ્ધતિ'ની કોટિનો કહી શકાય, બાકીના બધા પ્રયત્ન 'વર્ણનાત્મક કોટિ'ના હતા. તુલનાત્મક પ્રયત્ન ફ્રા. ડ્રમન્ડે એની 'ગ્લોસારી'માં કર્યો, પણ એ પહેલો અને એકાદ બે અપવાદે છેલ્લો જ કહી શકાય. 'ભારતીય આર્ય'ની ભારતવર્ષની વિભિન્ન પ્રધાન ભાષાઓનો તુલનાત્મક અભ્યાસ આપવાનો પ્રયત્ન

કરવા જેવો છે. ગુજરાતની યુનિવર્સિટીઓ અને ગુજરાતી સાહિત્ય પરિષદ જેવી સંસ્થાઓ ધારે તો આવો પ્રયત્ન કરી શકે, પણ એ લાંબા ભવિષ્યની વાત છે.

આપણે ત્યાં ભાષાશાસ્ત્ર અને ભાષાવિજ્ઞાનનો અભ્યાસ યુનિવર્સિટી-કક્ષાએ શરૂ થઈ ચૂકેલો છે અને દૃષ્ટિ પણ વિકસી છે. અત્યારે જાણવામાં આવેલી ભાષાવિજ્ઞાનની ત્રણ પદ્ધતિઓનો વિકાસ થયો છે તેમાંની વર્ણનાત્મક-પદ્ધતિ' વર્તમાન ભાષાસ્વરૂપને જ લક્ષ્યમાં રાખીને વ્યાકરણ આપે છે. આપણે જોઇયે તો સંસ્કૃત ભાષાના મહાન વૈયાકરણ પાણિનિએ પણ વર્ણનાત્મક પદ્ધતિનો જ આશ્રય લીધો હતો. વૈદિકી ભારતીનાં એમણે 'છાંદસ' પ્રકાર કહી રૂપ નોંધ્યાં, પણ એમાં 'ઐતિહાસિક પદ્ધતિ' ન કહી શકાય. પાલી અને પ્રાકૃતોનાં વ્યાકરણોમાં આપણને 'ઐતિહાસિક પદ્ધતિ'નો થોડો લાભ મળે કારણ કે એ વ્યાકરણકારોએ સંસ્કૃત શબ્દોના વિકારરૂપ તે તે ભૂમિકાનો સીધો ખ્યાલ આપ્યો, એમાં એકથી વધુ ભૂમિકા સૂચિત થઈ નથી. મારા તરફથી 'ગુજરાતી વ્યાકરણશાસ્ત્ર' અપાયું તે પણ વર્ણનાત્મક કોટિનું કહેવાય, પરંતુ 'ગુજરાતી ભાષાશાસ્ત્ર' મથાળે 'ગુજરાતી ભાષાનું પારંપરિક વ્યાકરણ' આપ્યું તેમાં ક્રમિક ભૂમિકાઓ તરફ નિર્દેશ કરવામાં આવ્યો છે, પણ એ માત્ર પરિચયાત્મક કોટિનો છે.

વિદેશી વિદ્વાનને હાથે થયેલો અર્વાચીન પ્રયત્ન એ અમેરિકન ભાષાવિદ જ્યૉર્જ કાર્ડોનાનો : Reference Grammar of Gujarati Language ( 1965 A.D. ) એ શુદ્ધ 'વર્ણનાત્મક પદ્ધતિ' છે અને અદ્યતન પ્રકારનું વિશ્લેષણ આપે છે.

પરંતુ અહીં સુધીના પ્રયત્ન થયા છે તે બધા લિખિત ભાષાને જ 'ભાષા' તરીકે ગણીને થયા છે, ઉચ્ચારણને એક પણ વિદ્વાને લક્ષ્યમાં લીધેલું નથી, ક્વચિત્ લીધેલું છે તો અછડતું. લખેલી–છાપેલી ભાષાને કારણે કેવી ગરબડ થાય છે એનો એક જ નમૂનો આપું. 'હું ગામ જઉં છું' આ વાક્યમાં કમળાશંકરભાઈએ કહ્યું કે ક્રિયાપદ ગતિવાચક છે તેથી સંસ્કૃતની જેમ 'ગામ' બીજી વિભક્તિનું એકવચન છે. આપણે આ વાક્યને ઉચ્ચારિયે તો તરત લાગશે કે 'હું ગામ્ય્ જઉં છું' એમ અંત્ય 'મ'માં 'યશ્રુતિ' કિંવા લઘુપ્રયત્ન 'ય' છે, જે અપભ્રંશ અને મધ્યકાલીન ગુજરાતીના સપ્તમીના इ નો વિકાસ છે. આપણે એક વખતે 'હું વડોદરે જઉં છું' કહેતાં. અત્યારે 'વડોદરા જઉં છું' કહેતાં થયાં છે. 'હું મુંબઈ

જઉં છું' આ વાક્ય જોવાથી સ્પષ્ટ થશે કે આવા સંયોગોમાં એ લુપ્ત-સપ્તમ્યંત પદ છે. હું દઢતાથી માનું છું કે કોઈ પણ જીવંત ભાષાનું વ્યાકરણ આપતી વેળા જીવતી ભાષાની ઉપેક્ષા ન થવી જોઇયે. એ જ કારણે સ્વરોના અને વ્યંજનોના આપણે લેખન-મુદ્રણમાં સંકેત પ્રયોજતા ન હોઈએ તોપણ વ્યાકરણમાં એનું સ્થાન હોવું જોઈયે. આપણે સ્વરભાર વિશે પણ ઉદાસીન છિયે. આ સ્વરભાર-બલાત્મક સ્વરભારનો સ્વરોચ્ચારણમાં પ્રબલ ફાળો છે. અહીં તો એટલું જ નોંધવા માગું છું કે આ દિશામાં ગુજરાતી માન્ય ભાષાનું લઘુવ્યાકરણ' ખાસ કરીને ગુજરાત યુનિવર્સિટીના બી. એ. ના વિદ્યાર્થીઓના અભ્યાસક્રમને અનુસરી, મારા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે તેમાં જ્યાં જ્યાં જોડણીમાં ઉચ્ચારણ સચવાતું નથી ત્યાં ત્યાં એને શબ્દ-પદની બાજુમાં કૌંસમાં આપવામાં આવેલ છે અને સ્વરભાર પણ નોંધ્યો છે. 'બૃહદ્ ગુજરાતી કોશ' મારા દ્વારા તૈયાર કરાવવામાં આવ્યો તેમાં પણ શબ્દની બાજુમાં કૌંસમાં ઉચ્ચારણ નોંધવાનો મારો પ્રયત્ન છે. પ્રાથમિક શાળાઓમાં 'ઘોડો દોડ્યો'માં 'ડ' મૂર્ધન્યતર છે ત્યાં 'ઘોડો દોડ્યો' ઉચ્ચારણ સાંભળવા મળે છે. અહીં 'યશ્રુતિ'ની પણ બૂરી દશા થઈ છે. 'આવ્યો'નું આ.વૃયો' કહેનારા આપણે ત્યાં મળી આવે છે, કારણ કે એમની સામે છાપેલું 'આવ્યો,' જાણે કે સંસ્કૃત પ્રકારનાં સંયુક્ત વ્યંજન છે એમ.

કમળાશંકરભાઈએ 'બૃહદ્ વ્યાકરણ'માં જૂની ગુજરાતી ભાષાનાં ઉદ્ધરણ નોંધવાનો પ્રયત્ન અવશ્ય કર્યો છે, પણ એનાથી વ્યાકરણના પ્રયોગોની જોઈયે તેવી સ્પષ્ટતા થતી નથી. આ ઊણપ ટાળવાને માટે આપણે 'ગુજરાતી ભાષાનું બૃહદ્ વ્યાકરણ' પ્રયોગોથી પુષ્ટ થયેલું તૈયાર કરવું પડશે. આ માટે ગુજરાતી ભાષાનો છેલ્લાં આઠસો-હજાર વર્ષનો વિકાસ કેવી રીતે થયો છે એનું જ્ઞાન ધરાવનારા વિદ્વાનોની જરૂર રહેશે. વળી 'જૂની ગુજરાતી' સંજ્ઞા નરસિંહરાવભાઈએ આપી હતી તે યુગ-નરસિંહયુગ-થી લઈ શબ્દ પ્રયોગો તેમ કારકના પ્રયોગોનું સ્વરૂપ આપણી સામે હોવું જરૂરી બનશે. અર્વાચીન યુગની પહેલી ભૂમિકાના ગ્રંથ તેમ જ અંગ્રેજી સાહિત્યના સંપર્કે ભાષામાં વાક્યરચનાઓ કેવી રીતે અસર પામી એ વગેરેના અને નર્મદ-દુર્ગારામ મહેતાજી તથા દલપતરામના જમાનાથી આજ દિવસ સુધીના પ્રસિદ્ધ થયેલા સાહિત્યમાંથી પણ સૂચક પ્રયોગો આપતાં ઉચ્ચારણોની પણ એટલી જ આવશ્યકતા રહેશે. વાક્યરચનામાં કારક ભારે મહત્ત્વનો ભાગ ભજવે છે તેમ વિશેષણ-વિશેષ્યના સંબંધ પણ મહત્ત્વ ધરાવે છે.

આપણી માંડણી ભલે 'વર્ણનાત્મક' બને, પરંતુ સ્થિર થયેલાં રૂપોની પૂર્વપરંપરા પણ વ્યાકરણકારની નજર બહાર ન જવી જોઈએ. હકીકતે સ્વરો–વ્યંજનોનાં સ્વાભાવિક ઉચ્ચારણ, સ્વરભાર, નામ–સર્વનામ–ક્રિયાપદોનાં પ્રાપ્ત થયેલાં વિભક્તિ અને કાળનાં રૂપ, આપણે parts of speech–શબ્દોના પ્રકાર ભલે આઠ સ્વીકાર્યા, એ જરૂરી છે, એને પણ આપણે બહુ સ્પષ્ટ રીતે સોદાહરણ આપવાં પડશે. ટૂંકમાં કહું તો ૧. ગુજરાતી જીવંત ભાષાનો ધ્વનિવિચાર, ૨. ગુજરાતી જીવંત ભાષાની રૂપરચના, ૩. વાક્યવિન્યાસ, ૪. સમાસવિચાર. આટલા મુદ્દા સોદાહરણ સ્પષ્ટ થાય ત્યારે પ્રામાણિક વ્યાકરણ બની શકે. રખે ભુલાય કે એ જીવંત ભાષાનું, નહિ કે લખાયેલી–છપાયેલી ભાષાનું. આમાં 'સેમેન્ટિક્સ'–અર્થવિચાર અને વિરામચિહ્નોનો પણ સમાવેશ કરી શકાય. 'વિરામચિહ્નો' વિશે આપણે ત્યાં ખૂબ જ અરાજકતા છે. મારા વ્યાકરણગ્રંથોમાં તેમ સ્વતંત્ર લેખોમાં આ વિશે ખૂબ વિચાર કર્યો છે, આમ છતાંયે એમાં મને હજી પણ અપૂર્ણતા જણાય છે. 'વાક્યપૃથક્કરણ' પણ ઉપયોગી છે જ.

વાક્યોનો વિચાર કરતાં અહીં મને કર્તરિ–કર્મણિ–ભાવે રચનાઓ વિશે કાંઈક કહેવાનું મન થાય છે; આ જ્યારે આપણે વર્ણનાત્મક પદ્ધતિથી વ્યાકરણ આપતાં હોઈયે છિયે ત્યારે સવિશેષ. એમાં પણ આપણને ભૂતકાલ કરવા માટે ભૂતકૃદંતો જ મળ્યાં છે તેથી વધુ સાવધાન રહેવું પડે છે. ભાવે રચનાની કોઈ ગરબડ આપણે ત્યાં નથી, પણ ભૂતકાલે કર્તરિ–કર્મણિરચનાની મૂંઝવણ છે. ઉ. ત., 'હું લાડુ જમ્યો' 'હું લાપસી જમ્યો' 'હું ઢોકળું જમ્યો' અને 'મેં લાડુ ખાધો' 'મેં લાપસી ખાધી' 'મેં ઢોકળું ખાધું.' અહીં બંને પ્રકારનાં વાક્યોમાં કર્મ છે. એકમાં કૃદંતરૂપ ક્રિયાપદ 'કર્તા' પ્રમાણે પોતાનું રૂપ બદલે છે, જ્યારે બીજામાં 'કર્મ' પ્રમાણે રૂપ બદલે છે. અંગ્રેજીમાં આ છયે ઉદાહરણનો કર્તા I આવવાનો, પણ ગુજરાતીમાં એકમાં 'હું' છે, તો બીજામાં 'મેં' છે. આમ એકમાં 'કર્તા' પર આધાર છે. બીજામાં 'કર્મ' પર આધાર છે. આપણે પરિભાષા 'કર્તરિ' – કર્મણિ સંસ્કૃતની સ્વીકારી છે તેથી જ્યારે ક્રિયારૂપ આધાર 'કર્તા' ઉપર હોય ત્યારે 'કર્તરિ' = કર્તામાં' પ્રયોગ અને જ્યારે ક્રિયારૂપનો આધાર 'કર્મ' ઉપર હોય ત્યારે 'કર્મણિ' = કર્મમાં પ્રયોગ. આ એટલું બધું સ્પષ્ટ છે કે 'મેં લાડુ ખાધો' 'મેં લાપસી ખાધી' 'મેં ઢોકળું ખાધું' એને કર્તરિ પ્રયોગ કહેવાનું કોઈ કારણ જ રહેતું નથી. થોડા સમયથી આ વિષયમાં વિસંવાદ ઊભો કરવામાં આવ્યો છે એની

સ્પષ્ટતા-રૂપે આ આટલું કહેવું ઉચિત સમજું છું.

કેટલીક વાર પરિભાષાના વિષયમાં ભ્રમ ઊભો કરવામાં આવે છે. આપણે ત્યાં સં. પરંપરાથી 'પ્રત્યય' હમેશાં પ્રતિ+અય' શબ્દોને છેડે આવે છે, જ્યારે ઉપસર્ગો અને 'પૂર્વગો' શબ્દોની પૂર્વે આવે છે. આવી સ્પષ્ટ પરિભાષા આપણી પાસે હોવા છતાં 'પૂર્વપ્રત્યય' અને 'પરપ્રત્યય' એવી પરિભાષા ઊભી કરવાનો કોઈ અર્થ નથી.

'અનુનાસિક ઉચ્ચારણ' અને 'અનુસ્વાર'ના વિષયમાં તો ભારે ગેરસમઝ પ્રવર્તે છે. 'અનુનાસિક' એ વિશેષણ છે તેથી જ્યારે સ્વર 'અનુનાસિક' ન હોય ત્યારે એ 'અનનાસિક' છે. આ પરિભાષા પાણિનિ જેટલી જૂની છે. આનો ખ્યાલ ન રહેતાં મારા તરફથી 'સાનુનાસિક' અને 'નિરનુનાસિક' સંજ્ઞાઓ પૂર્વે પ્રયોજાયેલી; આજે મને સ્પષ્ટ છે કે એ ભૂલ છે.

બેશક, આપણે સ્વરની પછી 'અનુસ્વાર' હોય તો 'અનુસ્વાર' નામ હોઈ સમાન બનતાં 'સાનુસ્વાર' અને ન હોય ત્યારે 'નિરનુસ્વાર' કહિયે, એ સ્વાભાવિક છે.

અહીં ધ્યાન દોરવું છે એ તો એ છે કે 'અનુનાસિક' એ સ્વધર્મ છે. અનુનાસિક અને અનુનાસિક સ્વરના ઉચ્ચારણમાં સમયમાન સરખું જ છે, જ્યારે 'અનુસ્વાર' એ સ્વતંત્ર ઉચ્ચારણ છે અને સ્વર પછી વધી પડે છે. ભાષામાં અનુસ્વાર માત્ર શ-ષ-સ-હ પૂર્વે જ ઉચ્ચરિત થાય છે, જ્યારે વ્યંજનોની પૂર્વે તો યથાસ્થાન 'ઙ-ઞ-ણ-ન-મ' રૂપે લખાય છે, જેમાં હકીકતમાં વર્ગીય વ્યંજન ત્રીજાની પૂર્વેનો સ્વર અનુનાસિક ઉચ્ચરિત થતો હોય છે તેથી માત્રામાન વધે છે: 'વાઙ્મય' શબ્દ જુઓ, વાંઙ્મય' લખો તોયે ઉચ્ચારણ સરખું છે.

જોડણીમાં આપણે અનુનાસિક સ્વરોચ્ચારણ અને અનુસ્વારને માત્ર 'બિંદુ'થી વ્યક્ત કરિયે છિયે, આથી બધાં જ 'અનુનાસિક સ્વરોચ્ચારણ'ને પણ 'અનુસ્વાર' જ કહે છે. કહેવું હોય તો એમ કહેવાય કે 'અનુનાસિક ઉચ્ચારણ' અને 'અનુસ્વાર'ને લિપિમાં વ્યક્ત કરવા આપણે માત્ર બિંદુનો જ ઉપયોગ કરિયે છિયે. વર્ગીય અનુનાસિકો ન બનાવતાં પણ એના પ્રતિનિધિ તરીકે 'બિંદુ' લખિયે-છાપિયે છિયે. શાસ્ત્રીય ગ્રંથોમાં અહીં પોલું, મીંડું ભેદ બતાવી શકે, પણ આપણે એ હજી પ્રચલિત કર્યું નથી, માત્ર પ્રો. બળવંતરાય ક. ઠાકોર એ યોજતા.

આપણી માંડણી ભલે 'વર્ણનાત્મક' બને, પરંતુ સ્થિર થયેલાં રૂપોની પૂર્વપરંપરા પણ વ્યાકરણકારની નજર બહાર ન જવી જોઈયે. હકીકતે સ્વરો–વ્યંજનોનાં સ્વાભાવિક ઉચ્ચારણ, સ્વરભાર, નામ–સર્વનામ–ક્રિયાપદોનાં પ્રાપ્ત થયેલાં વિભક્તિ અને કાળનાં રૂપ, આપણે parts of speech–શબ્દોના પ્રકાર ભલે આઠ સ્વીકાર્યા, એ જરૂરી છે, એને પણ આપણે બહુ સ્પષ્ટ રીતે સોદાહરણ આપવાં પડશે. ટૂંકમાં કહું તો ૧. ગુજરાતી જીવત ભાષાનો ધ્વનિવિચાર, ૨. ગુજરાતી જીવંત ભાષાની રૂપરચના, ૩. વાક્યવિન્યાસ, ૪. સમાસવિચાર. આટલા મુદ્દા સોદાહરણ સ્પષ્ટ થાય ત્યારે પ્રામાણિક વ્યાકરણ બની શકે. રખે ભુલાય કે એ જીવંત ભાષાનું, નહિ કે લખાયેલી–છપાયેલી ભાષાનું. આમાં 'સેમેન્ટિક્સ'–અર્થવિચાર અને વિરામચિહ્નોનો પણ સમાવેશ કરી શકાય. 'વિરામચિહ્નો' વિશે આપણે ત્યાં ખૂબ જ અરાજકતા છે. મારા વ્યાકરણગ્રંથોમાં તેમ સ્વતંત્ર લેખોમાં આ વિશે ખૂબ વિચાર કર્યો છે, આમ છતાંયે એમાં મને હજી પણ અપૂર્ણતા જણાય છે. 'વાક્યપૃથક્કરણ' પણ ઉપયોગી છે જ.

વાક્યોનો વિચાર કરતાં અહીં મને કર્તરિ–કર્મણિ–ભાવે રચનાઓ વિશે કાંઈક કહેવાનું મન થાય છે; આ જ્યારે આપણે વર્ણનાત્મક પદ્ધતિથી વ્યાકરણ આપતાં હોઈયે છિયે ત્યારે સવિશેષ. એમાં પણ આપણને ભૂતકાલ કરવા માટે ભૂતકૃદંતો જ મળ્યાં છે તેથી વધુ સાવધાન રહેવું પડે છે. ભાવે રચનાની કોઈ ગરબડ આપણે ત્યાં નથી, પણ ભૂતકાલે કર્તરિ–કર્મણિરચનાની મૂંઝવણ છે. ઉ. ત., 'હું લાડુ જમ્યો' 'હું લાપસી જમ્યો' 'હું ઢોકળું જમ્યો' અને 'મેં લાડુ ખાધો' 'મેં લાપસી ખાધી' 'મેં ઢોકળું ખાધુ.' અહીં બંને પ્રકારનાં વાક્યોમાં કર્મ છે. એકમાં કૃદંતરૂપ ક્રિયાપદ 'કર્તા' પ્રમાણે પોતાનું રૂપ બદલે છે, જ્યારે બીજામાં 'કર્મ' પ્રમાણે રૂપ બદલે છે. અંગ્રેજીમાં આ છયે ઉદાહરણનો કર્તા I આવવાનો, પણ ગુજરાતીમાં એકમાં 'હું' છે, તો બીજામાં 'મેં' છે. આમ એકમાં 'કર્તા' પર આધાર છે. બીજામાં 'કર્મ' પર આધાર છે. આપણે પરિભાષા 'કર્તરિ' – કર્મણિ સંસ્કૃતની સ્વીકારી છે તેથી જ્યારે ક્રિયારૂપ આધાર 'કર્તા' ઉપર હોય ત્યારે 'કર્તરિ' = કર્તામા' પ્રયોગ અને જ્યારે ક્રિયારૂપનો આધાર 'કર્મ' ઉપર હોય ત્યારે 'કર્મણિ' = કર્મમાં પ્રયોગ. આ એટલું બધું સ્પષ્ટ છે કે 'મેં લાડુ ખાધો' 'મેં લાપસી ખાધી' 'મેં ઢોકળું ખાધું' એને કર્તરિ પ્રયોગ કહેવાનું કોઈ કારણ જ રહેતું નથી. થોડા સમયથી આ વિષયમાં વિસંવાદ ઊભો કરવામાં આવ્યો છે એની

સ્પષ્ટતા-રૂપે આ આટલું કહેવું ઉચિત સમજું છું.

કેટલીક વાર પરિભાષાના વિષયમાં ભ્રમ ઊભો કરવામાં આવે છે. આપણે ત્યાં સં. પરંપરાથી 'પ્રત્યય' હમેશાં પ્રતિ+અય' શબ્દોને છેડે આવે છે, જ્યારે ઉપસર્ગો અને 'પૂર્વગો' શબ્દોની પૂર્વે આવે છે. આવી સ્પષ્ટ પરિભાષા આપણી પાસે હોવા છતાં 'પૂર્વપ્રત્યય' અને 'પરપ્રત્યય' એવી પરિભાષા ઊભી કરવાનો કોઈ અર્થ નથી.

'અનુનાસિક ઉચ્ચારણ' અને 'અનુસ્વાર'ના વિષયમાં તો ભારે ગેરસમજ પ્રવર્તે છે. 'અનુનાસિક' એ વિશેષણ છે તેથી જ્યારે સ્વર 'અનુનાસિક' ન હોય ત્યારે એ 'અનનાસિક' છે. આ પરિભાષા પાણિનિ જેટલી જૂની છે. આનો ખ્યાલ ન રહેતાં મારા તરફથી 'સાનુનાસિક' અને 'નિરનુનાસિક' સંજ્ઞાઓ પૂર્વે પ્રયોજાયેલી; આજે મને સ્પષ્ટ છે કે એ ભૂલ છે.

બેશક, આપણે સ્વરની પછી 'અનુસ્વાર' હોય તો 'અનુસ્વાર' નામ હોઈ સમાન બનતાં 'સાનુસ્વાર' અને ન હોય ત્યારે 'નિરનુસ્વાર' કહિયે, એ સ્વાભાવિક છે.

અહીં ધ્યાન દોરવું છે એ તો એ છે કે 'અનુનાસિક' એ સ્વધર્મ છે. અનુનાસિક અને અનુનાસિક સ્વરના ઉચ્ચારણમાં સમયમાન સરખું જ છે, જ્યારે 'અનુસ્વાર' એ સ્વતંત્ર ઉચ્ચારણ છે અને સ્વર પછી વધી પડે છે. ભાષામાં અનુસ્વાર માત્ર શ-ષ-સ-હ પૂર્વે જ ઉચ્ચરિત થાય છે; જ્યારે વ્યંજનોની પૂર્વે તો યથાસ્થાન 'ઙ-ઞ-ણ-ન-મ' રૂપે લખાય છે, જેમાં હકીકતમાં વર્ગીય વ્યંજન ત્રીજાની પૂર્વેનો સ્વર અનુનાસિક ઉચ્ચરિત થતો હોય છે તેથી માત્રામાન વધે છે : 'વાઙ્મય' શબ્દ જુઓ, વાંગ્મય' લખો તોયે ઉચ્ચારણ સરખું છે.

જોડણીમાં આપણે અનુનાસિક સ્વરોચ્ચારણ અને અનુસ્વારને માત્ર 'બિંદુ'થી વ્યક્ત કરિયે છિયે, આથી બધાં જ 'અનુનાસિક સ્વરોચ્ચારણ'ને પણ 'અનુસ્વાર' જ કહે છે. કહેવું હોય તો એમ કહેવાય કે 'અનુનાસિક ઉચ્ચારણ' અને 'અનુસ્વાર'ને લિપિમાં વ્યક્ત કરવા આપણે માત્ર બિંદુનો જ ઉપયોગ કરિયે છિયે. વર્ગીય અનુનાસિકો ન બનાવતાં પણ એના પ્રતિનિધિ તરીકે 'બિંદુ' લખિયે-છાપિયે છિયે. શાસ્ત્રીય ગ્રંથોમાં અહીં પોલું, મીંડુ ભેદ બતાવી શકે; પણ આપણે એ હજી પ્રચલિત કર્યું નથી, માત્ર પ્રો. બળવંતરાય ક. ઠાકોર એ યોજતા.

યશ્રુતિ-હશ્રુતિનો પ્રશ્ન પણ ધ્યાનમાં લેવા જેવો છે. મારે આ પછી ગુજરાતી જોડણી ઉપર કહેવાનું છે ત્યાં આ વિશે સ્પષ્ટતા કરીશ, અસ્વરિત 'અ'નો વિષય પણ વિચારણીય છે. હિંદીમાં મૂર્ધન્યતર 'ડ઼-ઢ઼' નીચે નુકતો કરી બતાવાય છે, ગુજરાતીમાં આપણે ત્યાંસુધી ગયાં નથી.

૭. ગુજરાતી જોડણી :

૧૯૨૯માં ગૂજરાત વિદ્યાપીઠ મહાત્મા ગાંધીજીના નિર્દેશ હેઠળ ગુજરાતી ભાષાના શબ્દોની જોડણીમાં એકવાક્યતા લાવવા માટે ૩૩ જેટલા નિયમ બાંધી 'જોડણીકોશ' બહાર પાડ્યો ત્યાંસુધીના પોણા સૈકાના ગાળામાં મહત્ત્વના આઠ પ્રયત્ન થયેલા. કે. વા ડૉ. આનંદશંકર બા. ધ્રુવના તંત્રી-પદે પ્રસિદ્ધ થતા 'વસંત' માસિક (વર્ષ ૩૧, અંક ૭-૮, શ્રાવણ-ભાદ્રપદ, સં. ૧૯૮૮-સને ૧૯૨૨)માં 'ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળની જોડણી' એ શીર્ષકના આરંભમાં પ્રયત્નોનો ઉલ્લેખ કરતાં મારા તરફથી જણાવવામાં આવેલું કે 'જોડણીકોશ' પહેલાં આઠ પ્રયત્ન થઈ ચૂકેલા અને 'જોડણી-કોશ'નો પ્રયત્ન ૯મો ગણાય. ૮મો પ્રયત્ન 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી'-(હાલની ગુજરાત વિદ્યાસભા-અમદાવાદ)નો હતો અને ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળનો ૭મો હતો.

સન ૧૮૫૮માં ગુજરાતી નિશાળોમાં ચલાવવાને માટે વાચનમાળા તૈયાર કરવાનો આરંભ થયો. ગુજરાતી શબ્દોની જોડણી એકધારી રહે એ માટે ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, મોહનલાલ રણછોડદાસ, મહીપતરામ રૂપરામ, કવિ દલપતરામ ડાહ્યાભાઈ, મયારામ શંભુનાથ અને પ્રાણલાલ મથુરદાસની સમિતિએ ૭૦૦૦ શબ્દોની જોડણી નક્કી કરી આપી. હોપ વાચનમાળામાંની જોડણી આમ અસ્તિત્વમાં આવી. ૧૮૬૮ના ડિસેમ્બરના 'શાળાપત્ર'ના અંકમાં નક્કી કરેલા નિયમ મહેતા દુર્ગારામ મંછારામ, કવિ નર્મદાશંકર લાલશંકર, કવિ દલપતરામ ડાહ્યાભાઈ અને શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસ તરફથી બહાર આવ્યા. આમાંના એક માત્ર કવિ નર્મદાશંકરે જોડણીને પ્રાણપ્રશ્ન કર્યો અને 'નર્મકોશ'ની તૈયારીમાં ચોક્કસ નિયમો બાંધ્યા, જયાં 'નર્મકોશ'ના ૧૮૭૩માં પ્રસિદ્ધ થયેલા છેલ્લા ખંડની પ્રસ્તાવનામાં આપ્યા. જોડણીના પ્રશ્નને વિષય તરીકે ચર્ચવાનું માન તો આમ કવિ નર્મદાશંકરને જ મળે છે એ નોંધપાત્ર છે.

આ પછી નવલરામ પંડ્યાએ નિયમ ઘડ્યા ને એક ધોરણ વહેતું કર્યું કે 'ઈ એટલા દીર્ઘ અને ઉ એટલા હ્રસ્વ.' બીજા પ્રયત્નોમાં વડોદરા-કલા મંડળનો અને કેશવ હર્ષદ ધ્રુવનો પ્રયત્ન પણ મહત્ત્વપૂર્ણ છે. કેશવ હર્ષદ ધ્રુવ પાસે તો મધ્યકાલીન ગુજરાતી ભાષાસાહિત્યનું મજબૂત ભાતું હતું

અને તેથી એમની દૃષ્ટિ ઐતિહાસિક હતી. શરૂમાં મારું વલણ પણ એમની જોડણીના આદર તરફનું હતું. પણ અર્વાચીન ગુજરાતી ભાષાનાં વર્તમાન ઉચ્ચારણોનો ઊંડો અભ્યાસ કરવાનો અમદાવાદમાં આવ્યા પછી યોગ મળ્યો એને કારણ મારું વલણ વર્તમાન ઉચ્ચારણો તરફ થયું.

ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળને જોડણીનો પ્રશ્ન મૂંઝવતો હતો એટલે એના મોવડીઓએ ૧૮ નિયમોમાં સમગ્ર નિયમોને સમાવી લીધા. આ એક સાધિકાર આદરણીય પ્રયત્ન હતો, પણ એ સર્વમાન્ય બની શક્યો નહિ. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ૧૯૨૯ નો પ્રયત્ન તો ખરડાના રૂપમાં રહ્યો.

એ આપણે નિઃસંકોચ સ્વીકારવું જોઇયે કે ગૂજરાત વિદ્યાપીઠના નિયમોથી જોડણીમાં એકવાકયતા લાવવામાં સફળતા મળી. ૧૯૩૬માં અમદાવાદમાં મહાત્મા ગાંધીજીના પ્રમુખપદે પરિષદનું ૧૨મું સમેલન થયું ત્યારે વિષયવિચારિણીમાં ગૂ. વિદ્યાપીઠની જોડણીને માન્ય કરવાનો ઠરાવ કનૈયાલાલ મુનશીએ મૂક્યો સમિતિના હાજર રહેલા ૧૧ સભ્યોમાં આ વિશે ચર્ચા ચાલી હતી. એ વખતે અડધો કલાક મારા તરફથી વ્યવસ્થિત રીતે સપ્રમાણ વિરોધ રજૂ કરવામાં આવ્યો હતો. ચર્ચાને અંતે મત લેવાતાં વિરોધમાં છ સભ્યોના હાથ ઊંચા થયા. પરંતુ મુનશીજીએ બે સભ્યોની સામે કરડી આંખ કરતાં બે હાથ નીચે પડી ગયા અને ૬ x ૫ ને બદલે ૭ x ૪ થી ઠરાવ પસાર થયો. આ સમયે મહાત્માજીના ઉદાર હૃદયનાં મને દર્શન થયાં. 'હવે પછીથી સ્વેચ્છાએ જોડણી કરવાનો કોઈને અધિકાર નથી' એવું 'જોડણીકોશ'ના મુખપૃષ્ઠ પર છપાયેલું તેને મઠારતાં એઓશ્રીએ કહ્યું : 'શાસ્ત્રીજી ! આનાથી જોડણી–સુધારનાં દ્વાર બંધ થતાં નથી' ૩૧ વર્ષના ઊગતા જુવાનને 'શાસ્ત્રીજી' એવું સંબોધન મળ્યું એ પણ આ જુવાનનું પરમ ભાગ્ય. કાકાસાહેબ સાથે એકથી વધુ વાર ચર્ચાઓ થયેલી. એમનું હૃદય સુધારા કરવામાં સહમત હતું. એઓ યોગ્ય વિકલ્પો દ્વારા સત્ય તરફ જવાના મતના હતા, પણ પછી કોંગ્રેસ સત્તા ઉપર આવતાં ૧૯૩૮થી સરકારી શિક્ષણતંત્રે માન્યતા આપતાં પાઠ્યપુસ્તકોમાં ગૂજરાત વિદ્યાપીઠની જોડણી સ્વીકારાઈ. વર્તમાનપત્રો તેમ જ સંસ્થાગત તેમ વ્યક્તિગત પ્રસિદ્ધ થતા ગ્રંથોમાં એકવાકયતાનાં દર્શન થતાં ચાલ્યાં. એક જ સ્વાભાવિક અપવાદ સિવાય મારા લેખો અને ગ્રંથોમાં તેમ જ ગુજરાત વિદ્યાસભાનાં અને બીજી સંસ્થાઓનાં પ્રકાશનોમાં પ્રૂફરીડિંગ મારી પાસે હતું ત્યાં તો સર્વાંશે 'જોડણીકોશ'ની જોડણીને મારા તરફથી માન આપવામાં આવ્યું છે. ભાષાના ક્ષેત્રમાં હું ન પડયો હોત તો મારે પણ આ વિષયને સ્પર્શવાનું ન બન્યું હોત, પરંતુ ભાષાશાસ્ત્ર એ મારો અભીષ્ટ વિષય

છે એટલે જીવંત ભાષાના વિષયમાં સતત જાગ્રત રહેવા ટેવાયેલો છું.

આપણે એ ભૂલી જઈયે છિયે કે ભાષા એ 'ભાષા' છે, બોલાતું સ્વરૂપ છે; એને આપણે દૂર દૂર પહોંચાડવા માટે લિખિત સ્વરૂપમાં અને મુદ્રણ શરૂ થયા પછી સાથોસાથ મુદ્રિત સ્વરૂપમાં રજૂ કરિયે છિયે. આજે આપણે એવું માનતાં થઈ ગયા છિયે કે આ આંખ સામે છપાઈને આવી-રહેતું જ ભાષાસ્વરૂપ છે, બોલાતા સ્વરૂપનો આપણને ખ્યાલ જ નથી. સ્વરોનાં હ્રસ્વદીર્ઘોચ્ચારણ, સંવૃત-વિવૃત સ્વરોચ્ચારણ, સ્વભારવિહીન કે સ્વ-ભારવાળા ઉચ્ચારણ, લઘુપ્રયત્ન સ્વરોચ્ચારણ કે સંધિસ્વરાત્મક ઉચ્ચારણ, અનુનાસિક ઉચ્ચારણ કે અનુસ્વાર, મૂર્ધન્યતર 'ડ-ઢ', જિહ્વામૂલીય 'ળ,' યશ્રુતિ કે લઘુપ્રયત્ન 'ય', એવી જ વશ્રુતિ કે લઘુપ્રયત્ન 'વ,' કહેવાતી હશ્રુતિ કે મહાપ્રાણિત સ્વરોચ્ચારણ, આ બધાં જીવંત ભાષાના ઉચ્ચારણ છે. લિપિમાં આ બધાં જ વ્યક્ત કરવાને આપણી પાસે પૂરતા સંકેત નથી. ભાષાશાસ્ત્ર અને ભાષાવિજ્ઞાનના શાસ્ત્રીય ગ્રંથોમાં રોમન લિપિમાં ખૂટતા વર્ણોને Transliteration પદ્ધતિથી નજીકના ઉચ્ચારણવાળા વર્ણોમાં 'નુકતા' 'stroke' 'સીધી કે હલતી નાની લીટી' વગેરેની મદદથી પ્રત્યેક ઉચ્ચારણને અલગ સંકેતથી બતાવવામાં આવે છે. આપણી લિપિઓમાં આના કરતાં પણ વિશેષ ક્ષમતા છે, પણ આપણે એ વિશે વિચારતાં નથી, આ સંદર્ભમાં પણ જોડણીનો વિચાર કરવાનો છે. લેખન અને ઉચ્ચારણમાં એકરૂપતા જ્યાં ક્યાંય પણ ન હોય તેનો વિચાર કરી બિનજરૂરી અપવાદોને આપણે દૂર કરવા જોઈયે નિયમોના વિષયમા કયો નિયમ 'નિયમ' છે અને કયો નિયમ 'અપવાદ' છે એનો પણ ખ્યાલ નિયમો બાંધનારા વિદ્વાનોને હોવો જોઈયે. ઉ. ત. 'જોડણીકોશ' આપણને ૩૩ નિયમ આપ્યા છે, પણ એને શાસ્ત્રીય છતાં સરળ રીતે મૂકવામાં આવે તો નિયમ ૧૩ માત્ર થાય છે. કોઈ કોઈ નિયમને એના ખંડોથી જુદા પાડિયે તો એની સંખ્યા બહુ તો ૧૭ થાય, અપવાદોને જુદા નિયમ ન કહેવાય.

અહીં એના ઊંડાણમાં જવાની જરૂર નથી, પરંતુ 'જોડણીકોશ'ના નિયમોમાં જ્યાં ઉચ્ચારણ અને લેખન વચ્ચે અંતર છે તેમ નિયમોમાં ખુદમાં વિસંવાદ છે તે વિષે જ મારે ધ્યાન દોરવું છે.

આપણે ત્યાં 'યશ્રુતિ' 'હશ્રુતિ કિંવા મહાપ્રાણિત સ્વરોચ્ચારણ' અને 'હ્રસ્વ-દીર્ઘ-લઘુપ્રયત્ન ઇ-ઉ' એ જોડણીનાં મહત્ત્વનાં ભયસ્થાન છે. આમાં 'યશ્રુતિ'ના વિષયમાં તો એકંદરે સારી વ્યવસ્થા સ્થિર થઈ ગઈ છે. મૂળમાં હ્રસ્વ 'ઇ' કે દીર્ઘ 'ઈ' ધરાવતા શાંત કે દ્રુત કે લઘુપ્રયત્ન अ જે સ્ત્રી-

લિંગ શબ્દોને અંતે ગુજરાતીમાં લખાય છે તે અને આજ્ઞાર્થ બીજા પુરુષ-એકવચનમાં એવા જ અકારવાળાં રૂપોમાં ઉચ્ચારણમાં યશ્રુતિ હોવા છતાં લેખન અને મુદ્રણની દૃષ્ટિએ સરળતા સાચવવા 'યશ્રુતિ' જતી કરી છે, પણ એનો એ અર્થ નથી કે 'યશ્રુતિ' ઉચ્ચરિત કરવી જ નહિ. આનો આપણે કોઈ વિવાદ કરવો નથી; માત્ર એક જ સ્થાન આપણી નજર બહાર ગયું છે અને 'જોડણીકોશ'ના '૨૭ क' નિયમના પૂર્વાર્ધમાં 'કરીએ, છીએ, ખાઈએ, ધોઈએ, સૂઈએ, જોઈએ, હોઈએ, મારીએ એવાં ક્રિયાપદનાં રૂપો બતાવ્યા પ્રમાણે લખવાં.' ૨૬મા નિયમમાં દીર્ઘ ઈકારાંત શબ્દોને 'વિભક્તિ કે વચનના પ્રત્યયો લગાડતાં કે સમાસ બનાવતાં શબ્દની મૂલ જોડણી કાયમ રાખવી' એ વિધાનના અનુસંધાનમા ૨૭ क નિયમ છે. આપણે સારી રીતે જાણિયે છિયે કે હિંદી ભાષાની વર્તની = જોડણીમાં આ રૂપોમાં પૂર્વ સ્વર હ્રસ્વ રાખીને યશ્રુતિ સ્વીકારવામાં આવી છે. આપણે સ્વાભાવિકતાને ભોગે અપવાદ ઊભા કર્યા છે. સાચું કારણ તો અહીં બલાત્મક સ્વરભારના અજ્ઞાનનું છે. 'કરીએ' 'નદીઓ' વગેરે ઉચ્ચારવા જતાં પ્રાથમિક સ્વરભાર પહેલી શ્રુતિ ઉપર અને દ્વિતીયિક સ્વરભાર છેલ્લી શ્રુતિ પર આવતો હોઈ વચ્ચેની શ્રુતિ પૂરી એક માત્રાની પણ નથી: આને આપણે લેખનમાં દીર્ઘ લખિયે છિયે. વહેલામાં વહેલી તકે અપવાદ રદ કરવો જોઈયે. શબ્દોને પ્રત્યયો લાગ્યા પછી બની જતાં પદોમાં પ્રત્યયોને સ્વતંત્ર સ્થાન રહેતું જ નથી. કાકાસાહેબ કાલેલકરે 'જોડણીકોશ'ની પ્રસ્તાવના(૫મી આવૃત્તિ, પૃ. ૨૪)માં સૂચક રીતે કહ્યું છે કે,

"જેમણે ભાષાની કીમતી સેવા કરી છે અને શાસ્ત્ર રૂઢિ અથવા લોકમાન્યતાની દૃષ્ટિએ જેમનો પક્ષ સમર્થ છે, તેમને વિકલ્પો દ્વારા બની શકે તેટલી માન્યતા આપવી એ જ ભાષાવ્યવસ્થાનો એક માત્ર ઉપાય છે."

અહીં 'વશ્રુતિ' વિશે પણ પ્રસંગપ્રાપ્ત સૂચન કરી લેવા જેવું છે. 'સૂએ'–'સૂઓ' 'મૂઓ'મા 'ધુએ'–'ધુઓ' જુએ-જુઓ' જેવી ઉચ્ચારણમાં 'વશ્રુતિ' છે. 'વશ્રુતિ' આપણે લેખનમાં સ્વીકારી નથી અને પાછલાં રૂપોમાં સ્વર હ્રસ્વ સ્વીકાર્યો છે, તો 'સૂએ'–'સૂઓ' 'મૂઓ'માં પણ 'ઉ' હ્રસ્વ જ કરી લેવો જોઇયે. 'જાઓ'–ખાઓ' વગેરે 'જાવ'–'ખાવ' નજીક છે.

જોડણીના આરંભથી માંડી અત્યાર સુધીમાં 'હશ્રુતિ' કિંવા 'મહાપ્રાણિત સ્વરોચ્ચારણ' વ્યક્ત કરવાની અનેક રીતો બતાવાઈ છે. કવિ નર્મદાશંકરે પ્રથમ અર્ધા વ્યંજન, કે સ્વર જ માત્ર હોય તો 'અ' અર્ધો

લખી સ્વર સાથે 'હ' લખવાનો ઉપાય બતાવી, પછીથી 'હ'ને સ્થાને તે તે વ્યંજન કે સ્વર નીચે નુકતો કરવા સૂચવેલું. નવલરામે પંડયાએ સ્વર પછી વર્ણલોપદર્શક ચિહ્ન (apostrophe) લખવા નિર્દેશેલું, પછીથી 'હ'ને રાખવાનું વલણ લીધું. ગોવર્ધનરામ ત્રિપાઠીએ નર્મદાશંકરની પહેલી પદ્ધતિનો સમાદર કર્યો, તો નરસિંહરાવે સ્વરને અડધો ન કરતાં 'હ' જ લખવાનું પ્રચલિત કર્યું : 'હમે' 'હમારું' વગેરે. વ્યંજન હોય તો વ્યંજન અડધો : 'ત્હમે' 'ત્હમારું' 'ત્હેને' જ્હેને' 'ક્‌હેને' વગેરે. મને એમ લાગ્યું છે કે મહાપ્રાણ સ્વરોચ્ચારણ હોઈ સરળતા થવા સ્વર પછી વિસર્ગનું ચિહ્ન યોજવું જોઈયે. જેને કારણે 'જોડણીકોશ'માં 'હ' રાખવાનું કહ્યું છે અને 'હ' ન લખવાનું કહ્યું છે એ પ્રસંગો જ નિર્મૂલ બની જાય. અત્યારે આ મોટો ફેરફાર લાગે છે, પણ શુદ્ધ ઉચ્ચારણને એ રીતે સંપૂર્ણ સાચવી આપે છે.

પ્રશ્ન 'ઢ' વિશે શેષ રહે છે. સૌરાષ્ટ્રના ઉચ્ચારણમાં સરળતા છે, કારણ કે ત્યાં તો 'ઢ' શુદ્ધ મૂર્ધન્ય જ ઉચ્ચરિત થાય છે. હા, 'ચડવું'–'ચઢ઼વું'–એવી વૈકલ્પિક જોડણીમાં 'ચડવું' એ સૌરાષ્ટ્રિય ઉચ્ચારણ છે, જ્યારે 'ચઢ઼વું' મૂર્ધન્યતર ઉચ્ચારણ સૌરાષ્ટ્ર–કચ્છ સિવાયના ગુજરાતમાં–સવિશેષ મધ્ય ગુજરાતમાં છે.

અહીં એક બેહૂદા નિયમ વિશે ધ્યાન દોરું. સંયુક્ત વ્યંજનોમાં એક જ વર્ગના બે ઘોષ કે અઘોષ હોય ત્યારે સં. તત્સમ શબ્દોમાં વિકલ્પ છે, પણ આપણે ફરજિયાત 'અલ્પપ્રાણ + મહાપ્રાણ' કરિયે છિયે, જ્યારે ગુજરાતી જોડણીમાં 'મહાપ્રાણ + મહાપ્રાણ' કરિયે છિયે. વારુ સંસ્કૃતમાં જો 'શ્રધ્ધા' 'શ્રદ્ધા' પણ થઈ શકે તો આપણે ત્યાં 'શ્રદ્ધા' 'અલ્પપ્રાણ + મહાપ્રાણ'ને ાઈ 'મહાપ્રાણ + મહાપ્રાણ' કરે તો એને કેમ રોકી શકિયે ? એ જ પ્રમાણે તદ્ભવ 'સધ્ધર' 'મહાપ્રાણ+મહાપ્રાણ'ને 'સદ્ધર' 'અલ્પપ્રાણ + મહાપ્રાણ' કરિયે તો એને કેમ અશુદ્ધ કહિયે ?

જોડણીમાં ભારે ગૂંચવણ કરનારો તો હ્રસ્વ–દીર્ઘ–લઘુપ્રયત્ન 'ઇ ઉ'નો પ્રશ્ન છે. અગાઉ સૂચવ્યું છે તેમ નવલરામે તો 'ઇ' એટલા દીર્ઘ અને 'ઉ' એટલા હ્રસ્વ આવો સરળ નિયમ આપી દીધેલો. ઉચ્ચારણની દૃષ્ટિએ જોઇયે તો આપણી ભાષામાં, વિશિષ્ટ કારણે સ્વર પર ભાર કે વ્યંજન ન હોય તો, 'ઇ–ઉ' હ્રસ્વ જ ઉચ્ચરિત થાય છે, પણ આપણે તદ્ભવ શબ્દોમાં પણ વ્યુત્પત્તિથી પ્રાપ્ત થતાં 'ઇ'–ઊ' દીર્ઘ રાખવાનું પ્રાથમિક શબ્દોમાં વલણ રાખ્યું છે, પછી સાધિત દશામાં દીર્ઘના હ્રસ્વ થાય. સ્થિતસ્ય સમર્થનં

ન્યાયે આપણે આનો સમાદર કરિયે, પરંતુ જોડણીના નિયમોમાં બે શ્રુતિવાળા—ત્રણ શ્રુતિવાળા—ચાર શ્રુતિવાળા શબ્દોમાં ઉચ્ચારણ વિરુદ્ધ કૃત્રિમ નિયમો બનાવી જટિલતા સરજી છે. આ પહેલાં 'કરીએ' 'નદીએ' જેવાં ઉદાહરણોમાં આ બતાવવામાં આવ્યું છે. આ વિષયને અહીં હું વધુ ઊંડાણમાં લઈ જવા માગતો નથી; મારે અહીં અનુનાસિક દીર્ઘ 'ઈ–ઊ' અને અનનુનાસિક દીર્ઘ 'ઈ–ઊ' તરફ જ ધ્યાન દોરવું છે. ઝાઝાં ઉદાહરણ પણ નહિ આપું, 'મૂકવું' 'લૂંટવું' આ બે ધાતુઓના સાધિત રૂપોમાં 'મુકાવું'માં હ્રસ્વ કરી લેવામાં આવે છે, પણ 'લૂંટાવું'માં નહિ. એ તદ્દન ભુલાઈ ગયું છે કે અહીં 'લૂંટવું'માં અનુસ્વાર નથી, પણ સ્વરોચ્ચારણ અનુનાસિક છે, એટલે સ્વરભાર ખસી જતાં જેમ 'મુકાવું' હ્રસ્વ ઉકારવાળું ઉચ્ચરિત થાય છે તે પ્રમાણે 'લૂંટાવું'માં પણ હ્રસ્વ અનુનાસિક 'ઉ' છે. તેથી જ તો 'મૂંઝવવું'–'મૂંઝાવું' 'ખૂંચાવું' જેવાં બધા જ અનુનાસિક દીર્ઘ 'ઊ'વાળા શબ્દોમાં સ્વરભાર પછીની શ્રુતિમાં હોઈને ઉચ્ચારણ હ્રસ્વ અનુનાસિક છે.

અહીં સ્વરભારના જ બળે 'મૂકવું'નું 'મૂકેલું' કરતાં 'મૂ' અસ્વરિત હોવાથી હ્રસ્વ ઉચ્ચરિત થાય છે. સિદ્ધાંત તરીકે તેથી એ સ્પષ્ટ છે કે અસ્વરિત સ્વર તો કોઈ પણ સ્થિતિમાં દીર્ઘ નથી. એવા જ કારણે 'કોઈ' 'કાંઈ' 'જોઈ' 'રોઈ' 'જનોઈ' 'રસોઈ' સંધિસ્વરાત્મક ઉચ્ચારણ હોઈ 'ઈ' હ્રસ્વથી પણ વધુ ટૂંકો ઉચ્ચરિત થાય છે, જેવા 'ગાઉ' 'ખાઉ' વગેરે.

નામો અને વિશેષણો ઉપરથી સધાતાં ભાવવાચક વગેરે નામોમાં પણ સ્વરભાર ખસી જતાં ઉચ્ચારણ હસ્વ જ થાય છે. 'મીઠું' પરથી મીઠાઈમાં દીર્ઘ ઉચ્ચાર ક્યાં છે, તો 'ગરીબ' ઉપરથી 'ગરીબાઈ'માં પણ ક્યાં છે?

'ઈ–ઉ' વિશે ઘણું કહેવાનું છે, પણ એનો વિસ્તાર નહિ કરું; મારા 'બૃહદ્ ગુજરાતી કોશ'ની પ્રસ્તાવનામાં મેં ધ્યાન દોર્યું છે કે 'કબૂલવું' ઉપરથી 'કબુલાવવું'માં હસ્વ 'ઉ' સ્વીકારાય, છતાં 'ખરીદવું' ઉપરથી 'ખરીદાવવું' ન સ્વીકારાય, 'જીવવું'નું 'જિવાડવું'માં હસ્વ 'ઇ' કરી લેવાય અને છતાં 'દીપવું' 'પીડવું'નાં 'દીપાવવું' 'પીડાય' વગેરેમાં 'ઈ' દીર્ઘ શાને રાખવામાં આવે? મારા એતદ્વિષયક લેખોમાં આ વિશે વિસ્તારથી વિસંવાદોનો વિચાર કરવામાં આવેલો છે.

મારો આશય એ કે ભાષાનાં ઉચ્ચારણ યથારૂપ વ્યક્ત કરી શકવાની સુવિધા હોય તો શા માટે એને જોડણીમાં વ્યક્ત થવા ન દેવાં? અને અપવાદ પણ સ્વાભાવિક હોવા જોઈયે, અસ્વાભાવિક નહિ, ઉચ્ચારણથી વિરુદ્ધના તો નહિ જ.

આપણે એ પણ સારી રીતે જાણિયે છિયે કે અંગ્રેજી જોડણીની જટિલતા દૂર કરવાનો પ્રયત્ન ઉત્તર અમેરિકાના સંયુક્ત પ્રાંતોનાં અંગ્રેજી શબ્દોમાં થયો છે. અરે, આપણે આપણાં રીત-રિવાજ રહેણી-કરણી ખાન-પાન સુધ્ધામાં આનંદથી ફેરફાર કરી રહેલાં છિયેં, અરે થઈ પણ ચૂકયા છે ત્યારે જોડણીના વિષયમાં જડતાને તજવા તૈયાર નથી. ભાષાવિદો એ વખતે નહોતા, હતા તો પ્રાથમિક દશામાં હતા, જ્યારે આજે તો ભલે આંગળીઓના થોડા વેઢા ઉપર ગણાય તેટલા, હોવા છતાં છે જ અને એ અધિકારી વિદ્વાનો છે. આવા વિદ્વાનોની સમિતિ નીમી વિચારણાને વેગ આપી શકાય.

અહીં એક વાત ઉમેરું : સર્વનામોમાં 'એ' અને 'તે' તેમ જ એ બેઉ ઉપરથી આવતા અન્ય શબ્દોના પ્રયોગમાં ભારે અવ્યવસ્થા છે. આપણે વાતચીત કરતાં હોઈયે, ભાષણ કરતાં હોઈયે ત્યારે ભૂલ નથી કરતાં. જેવાં લખવા બેઠાં કે 'એ' અને 'એ'ના વંશવેલાને અશુદ્ધ ગણી 'તે' અને 'તે'ના વંશવેલાને શુદ્ધ ગણી પ્રયોજિયે છિયે. હકીકતે 'જે' અને 'જે'ના વંશવેલાના પ્રયોગમાં 'તે' અને 'તે'નો વંશવેલો તેમ 'એ' અને 'એ'નો વંશવેલો પ્રયોજી શકાય, બીજા કોઈ પણ સંયોગોમાં 'તે' અને 'તે'નો વંશવેલો વાપરી ન જ શકાય, કૃત્રિમ રીતે માત્ર દક્ષિણ ગુજરાતમાં જ પ્રાંતીય રીતે જ 'એ' અને 'એ'નો વંશવેલો ન વાપરતા 'તે' અને 'તે'નો વંશવેલો વપરાય છે. મારા તદ્વિષયક લેખો અને ગ્રંથોમાં, વ્યાકરણ-કોશ વગેરેમાં પણ આ વિષયમાં સ્પષ્ટતા કરવાનો મારા તરફથી પ્રયત્ન થયો જ છે.

**૯. ગુજરાતી કોશ :**

શબ્દકોશો તેમ શબ્દસંગ્રહો કરવાની પરિપાટી આપણે ત્યાં પ્રાચીનતમ સમયથી ચાલી આવે છે. 'નિઘંટુ' એ વૈદિક શબ્દોનો સંગ્રહ છે. ઐતિહાસિક સમયમાં આવતાં સંસ્કૃત ભાષાના મહાન વૈયાકરણ પાણિનિના ધાતુપાઠ અને ગણપાઠ એ આવા જ શબ્દસંગ્રહ છે. પછીથી સંસ્કૃતના પર્યાયકોશો તેમ અનેકાર્થકોશો ઠીક ઠીક પ્રમાણમાં મળ્યા છે, ગુજરાતની જ વાત કરતાં આચાર્ય હેમચંદ્ર(૧૨ની સદી)ને યાદ કરિયે તો એમણે ૧. 'અભિધાન-ચિંતામણિ, ૨. અનેકાર્થસંગ્રહ, ૩, વનસ્પતિઓનો નિઘંટુશેષ અને ૪. દેશી પ્રાકૃત શબ્દોનો દેશી શબ્દસંગ્રહ એ ચાર મહત્ત્વના કોશ આપ્યા. બીજા પણ થોડા પ્રયત્ન આ ક્ષેત્રમાં થયા છે. આમાં ગુજરાતીની જ વાત કરિયે તો ઈ. સ. ૧૨૮૦માં ઠક્કુર સંગ્રામસિંહે રચેલા સંસ્કૃત બાલવ્યાકરણ 'બાલશિક્ષા'ના પરિશિષ્ટ તરીકે સં.ગુ.નો શબ્દસંગ્રહ તત્કાલની ઘડાતી આવતી ગુજરાતી ભાષાનો આપ્યો જાણવામાં આવ્યો છે. પછી રચાયેલાં આક્તિકો (બધાં સં. બાલ વ્યાકરણ તત્કાલીન દેશભાષાના માધ્યમવાળાં)માં

પણ પરિશિષ્ટ તરીકે શબ્દાવલીઓ આપવામાં આવેલી મળે છે. ઈ. સ. ૧૩૯૪માં કુલ મંડનગણિ નામના જૈન સાધુએ મધ્યકાલીન ગુજરાતીની ૧લી ભૂમિકાના માધ્યમથી રચેલા નાના સં. વ્યાકરણ 'મુગ્ધાવબોધ ઔક્તિક'ને અંતે પણ સૂચક શબ્દાવલી આપવામાં આવેલી આપણને મળી છે.

અર્વાચીન પદ્ધતિએ જાણવામાં આવેલો સૌથી પહેલો પ્રયત્ન એક પાદરી ડૉ. ડ્રમન્ડનો છે. જેની 'ગુજરાતી અંગ્રેજી ગ્લોસરી' ઈ સ. ૧૮૦૮માં ખીમાંમાં છપાઈને પ્રસિદ્ધ થયેલી, આના પહેલા ખંડનો અંગ્રેજી વ્યાકરણની પદ્ધતિએ નાનું ગુજરાતી વ્યાકરણ પણ આપવામાં આવેલું, જે વિશે આ પૂર્વે સૂચવાયુ જ છે. શબ્દસંગ્રહમાં ૪૬૮ શબ્દ અંગ્રેજીમાં સમઝૂતી સાથે આપવામાં આવ્યા છે.

જેને 'ડિક્શનેરી' (શબ્દકોશ) સંજ્ઞા આપવામાં આવી છે તેવી 'ડિક્શનેરી ઑફ ગુજરાતી એન્ડ ઈંગ્લિશ' તો ખંભાતનાં મિરઝા મહોમદ કાવઝિમે ઈ. સ ૧૮૪૬માં મુંબઈમાં પ્રસિદ્ધ કરેલી, જેને શુદ્ધ કરવાનું અને પુનરાવૃત્ત કરવાનું કાર્ય નવરોઝજી ફર્દુનજીએ કર્યું હતું સંપાદકે મરાઠી હિંદુસ્તાની ઝન્દ તર્કિશ પોર્ચુગીઝ ફ્રેન્ચ, ગ્રીક, હિબ્રુ અરબી અને ફારસી પર્યાયો પણ યથાવકાશ નોંધ્યા છે. પછી આ પ્રકારનો વિશાળ પ્રયત્ન થયો જાણવામાં આવ્યો નથી.

મારી અહીં નાના નાના અનેક દ્વિભાષી અને એકભાષી શબ્દસંગ્રહો–શબ્દાવલીઓ–શબ્દકોશો વિશે કહેવાની અત્યારે વૃત્તિ નથી. વિશિષ્ટ પ્રયત્નો જ આપીશ અને એ પણ 'ગુજરાતી'ને પ્રધાનતા આપી એના ગુજરાતી પર્યાય અપાયા હોય તેવા જ.

આ દિશામાં સૂચક અને સમર્થ પ્રયત્ન કવિ નર્મદાશંકરનો છે. ૧૮૬૧માં શરૂ કરી ટુકડે ટુકડે આપતાં 'નર્મકોશ' એમણે ૧૮૭૩માં પૂરો કર્યો, જેમાં ૨૫,૦૦૦ શબ્દ આપવામાં આવ્યા હતા. વિદ્વાનને છાજે તેવો આ પ્રયત્ન હતો.

૧૮૮૫માં કાશીદાસ બ્રિજભૂખણદાસ અને એના ભાઈ બાલકૃષ્ણ વકીલ (રાજકોટ) તરફથી ૧૧૨૨ પાનાંનો કોશ 'ગુજરાતી એન્ડ ગુજરાતી–ઈંગ્લિશ' બહાર પડચો હતો આમાં પૂર્વના એકભાષી અને દ્વિભાષી કોશોનો લાભ એમણે લીધો હતો. એક સારો કોશ શબ્દાર્થસિંધુ મુંબઈથી વિઠ્ઠલ રાજારામ દલાલે આપેલો. આ જ વિદ્વાને રત્નેશ્વરનો ભાગવત–દશમ સ્કંધ પણ સંપાદિત કરી છપાવેલો.

૧૮૯૮માં એક નોંધપાત્ર કોશ બહાર આવ્યો. સુરતના જયકૃષ્ણદાસ ગંગાદાસ ભકતે 'શુદ્ધ-શબ્દ-આદર્શન' એ શીર્ષક નીચે વ્યુત્પત્તિકોશ આપ્યો; જેમાં સંસ્કૃત, ફારસી, અરબી, અંગ્રેજી, પોર્ચુગીઝ વગેરે ભાષાના શબ્દોમાંથી બદલીને આવેલા શબ્દોનો ખ્યાલ આપવામાં આવ્યો હતો. વૈજ્ઞાનિક અભિગમવાળો આ કોશ હતો એ એની વિશિષ્ટતા.

નડિયાદના લલ્લુભાઈ ગોકુલદાસ પટેલે 'ગુજરાતી-અંગ્રેજી' અને 'અંગ્રેજી-ગુજરાતી ડિકશનેરી' ઉપરાંત ૧૯૦૯માં ૧૦૫૪ પૃષ્ઠોનો ગુજરાતી-પર્યાય-કોશ આપ્યો, જેમાં સાહિત્યના ગ્રંથોમાંથી ઉદ્ધરણો આપીને તે શબ્દના તે તે અર્થને સ્પષ્ટ કર્યો. આ પ્રકારનો પ્રયત્ન પ્રથમ હતો એ આ કોશની નોંધપાત્ર વસ્તુ છે.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (હાલની ગુજરાત વિદ્યાસભા) તરફથી મણિલાલ છબારામ ભટ્ટે ૧૯૧૨માં 'ગુજરાતી શબ્દકોશ'નો આરંભ કર્યો; ટુકડે ટુકડે ૧૯૨૩માં એ પૂરો છપાઈને બહાર આવ્યો. આમાં પ્રયોગો વ્યુત્પત્તિ અર્થ અમે રૂઢિપ્રયોગો પણ આપવામાં આવ્યા. આ પણ એ રીતે નોંધપાત્ર પ્રયત્ન થયો.

મહાત્મા ગાંધીજીને ગુજરાતી લેખનમાંની જોડણીમાંની અરાજકતા ખૂંચતી હતી તેથી પ્રથમ તો ૧૯૨૯માં 'જોડણી નિયમ' નક્કી કરી 'જોડણી-કોશ' મથાળે શબ્દાવલી પ્રસિદ્ધ કરાવી. એ પછી એની બીજી આવૃત્તિ 'સાર્થ જોડણીકોશ' બની અને ચોથી આવૃત્તિમાં વ્યુત્પત્તિ આપવાનો પણ પ્રયત્ન થયો. આમાં કૌંસમાં ઉચ્ચારણ પણ જરૂર જણાઈ ત્યાં આપવામાં આવ્યાં.

એક અતિ મહાન કહો, ભગીરથ કહો, એવો પ્રયત્ન ગોંડળ રાજ્યના મહારાજા ભગવતસિંહજીએ શરૂ કરાવ્યો. ૧૯૨૮માં આરંભાયેલા સત્કાર્યનો ૧લો ગ્રંથ સન ૧૯૩૪માં અને છેલ્લો ૯મો ગ્રંથ ૧૯૫૫માં બહાર આવ્યો. આ કોશનાં ૯૨૭૦ પૃષ્ઠોમાં ૨,૮૧,૩૭૭ શબ્દ, ૫,૪૦,૪૫૫ અર્થ અને ૨૮,૧૫૬ રૂઢિપ્રયોગ આપવામાં આવ્યા છે. એમાં પ્રયોગો બતાવવા સાહિત્યિક ગ્રંથોમાંથી ઠેર ઠેર ઉદ્ધરણો પણ આપવામાં આવ્યાં છે તેમ વ્યુત્પત્તિનો પણ પોતાના ગજા પ્રમાણે આશરો લેવામાં આવ્યો છે. સંપાદકો એ વિષયના તજજ્ઞ નહિ હોવાથી આ કોશ ભવિષ્યના કોશકારને માટે કાચી સામગ્રીના ભંડાર તરીકે ખૂબ ઉપયોગી છે. શબ્દોની મોટી સંખ્યા એ કારણે વધી છે કે ગુજરાતીમાં પ્રચારમાં નહિ તેવા પણ સેંકડોની સંખ્યામાં સંસ્કૃત તેમ જ વિદેશી ભાષાઓના શબ્દ પણ પણ સંગ્રહાયા છે.

યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ–અમદાવાદ તરફથી એક પ્રામાણિક કોશ તૈયાર કરાવવાને સમિતિ નિમાઈ. એ સમિતિએ આવો કોશ તૈયાર કરવાનું કામ મને સોંપ્યું. મેં મહત્ત્વના જૂના કોશો તેમ જોડણીકોશ અને ભગવત્ગોમંડળ કોશ તથા સરકારી ભાષાતંત્ર તરફથી છપાયેલા પારિભાષિક કોશ અને ગુજરાત વિદ્યાસભાના પારિભાષિક કોશની સહાયથી ૧૯૬૯માં એ કામ શરૂ કર્યું. એ કોશના પરામર્શકો પણ નીમવામાં આવ્યા. પણ એ વિદ્વાનોનો સહકાર ન મળ્યો. સમિતિએ એક બીજા સહૃદય વિદ્વાનને સ્વરવિભાગ તપાસાવાનું સોંપ્યું. એમણે આપેલી સૂચનાને અનુસરી કામ આગળ વધારવામાં આવ્યું. ૮૦૦ પૂરા દિવસે કાર્ડ્ઝ બનાવવાનું કાર્ય પૂરું થયું. સમિતિને મેં વિનંતિ કરી કે છેલ્લાં ચાળીસેક વર્ષોના શિષ્ટ ગ્રંથોમાંના શબ્દોમાંથી પણ નવા જણાતા શબ્દ લેવા દો, વળી મને સ્વરભાર પણ શબ્દોમાં નોંધવા દો. વ્યુત્પત્તિ તો આપવાની જ હતી એટલે એ શબ્દોમાં મતભેદ નહોતો. આ ત્રણમાંથી પહેલાં બેને માટે એ રીતે ના પાડવામાં આવી કે પહેલું કામ કરવા જતાં સમય વેડફાશે; બીજું કામ કમ્પોઝની દૃષ્ટિએ થોડી મુશ્કેલી ઊભી કરશે. કૌંસમાં જોડણીથી જુદાં પડતાં ઉચ્ચારણ નોંધવાની અનુજ્ઞા મળી અને વ્યુત્પત્તિ આપવામાં મારે માટે સ્વાતંત્ર્ય રહ્યું. ૨૨૨૭ પૃષ્ઠોના આ કોશનો ૧લો ગ્રંથ ૧૯૭૬માં પ્રસિદ્ધ થયો. જ્યારે ૨જો ગ્રંથ ૧૯૮૧માં બહાર આવ્યો. આ પ્રકાશન સામે એકબે ઠેકાણેથી ઊહાપોહ થયો, પણ એ હવામાં ઊડી ગયો. કારણ બહુ સ્પષ્ટ હતું કે આ કામ કરવા જુદાં જુદાં કારણોએ એના અધિકારી વિદ્વાનો તૈયાર નહોતા. એક જ પલાંઠીએ બેસી, ચિત્તની પૂરી સ્વસ્થતા રાખી, અનેક કોશોને ફેંદી, ખરી વ્યુત્પત્તિ માટે પણ સંસ્કૃત–પ્રાકૃત–અપભ્રંશ અને મધ્યકાલીન ગુજરાતી ભાષાના ગ્રંથ તપાસી બની શકે ત્યાંસુધી સાચાં મૂળ ક્રમિક રીતે આપવાનો સમય ફાળવી આપવા કોણ તૈયાર થાય? સમિતિનો હું એક સભ્ય હતો અને સમિતિના ડૉ. ઉમાશંકર જોશી વગેરે વિદ્વાનોએ મને જ એ કામ સોંપવાનો ઠરાવ કર્યો અને મારે મારાં બધાં જ મહત્ત્વનાં કામ સ્થગિત કરીને બેસી જવું પડ્યું. એકલે હાથે કોશ તૈયાર થયેલો હોઈ એમાં જે ખામી રહી હોય તે મારી છે અને તેથી જ મઝાકમાં મેં આ કોશ 'કેશવકોશ' છે એમ પ્રસ્તાવનામાં કહેલું.

કોશનાં પણ પંચાંગ છે: ૧. શબ્દ, ૨. ઉચ્ચારણ, ૩. પ્રકાર (parts of speech), (૪) વ્યુત્પત્તિ અને ૫. અર્થ. આ વિશે મારું જે કોઈ અલ્પસ્વલ્પ ગજું હતું તે પ્રમાણે એ કાર્ય, સંપન્ન કર્યું. એની ૪૪

પૃષ્ઠોની પ્રસ્તાવનામાં 'જોડણીકોશની જોડણી'ના નિયમોમાં જે વિસંવાદ છે તે બતાવવાનો પ્રયત્ન કર્યો. કદાચ આને કારણે જ એક પક્ષે ઊહાપોહ કરેલો. આ વિશે મારે કાંઈ કહેવાનું નથી., હું તો कर्मण्येवाधिकार:માં માનનારો છું અને કોઈના પણ આક્ષેપો કે વિરોધોને મનમાં કદી લેતો નથી. भिन्नरूचिर्हि लोक: ।

ગુજરાતી ભાષાનો સપ્રમાણ કોશ કરવો હજી બાકી છે અને એને માટે સારા દસેક ભાષાવિદ વિદ્વાનોની ટુકડી પસંદ કરવી જોઈ યે કે જે 'ઉત્તર ગૌર્જર અપભ્રંશ'થી લઈ આજ દિવસ સુધીની વિકસતી આવતી ગુજરાતી ભાષાના ચૂંટી કાઢેલા ગ્રંથોમાંથી શબ્દો નોંધી એના અર્થ વિભિન્ન ઉદાહરણો દ્વારા પ્રમાણિત કરતા જાય. કેવી રીતે અર્થોનો વિકાસ થયો છે એ પણ ક્રમિક અર્થો આપીને બતાવવું જોઈયે. વળી ઘસાઈ ગયેલા શબ્દો અને રૂઢિપ્રયોગો તેમ ટકી રહેલા અને યુગે યુગે ઉમેરાયે જતા શબ્દો અને રૂઢિપ્રયોગો પણ નોંધવા જોઇયે. આ કામ કોઈ એક સંસ્થા પોતાના જોર ઉપર ન કરી શકે. એને માટે સરકાર અને દીપતા નાગરિકો તરફથી આર્થિક બળ મળવું જોઈયે. ગુ. સા. પરિષદ અત્યારે 'સાહિત્યકોશ' તૈયાર કરાવી રહી છે. એ પૂરું થયે પ્રેસમાં જતાં જ 'શબ્દકોશ'ને માટે પ્રવૃત્ત થવું જોઈયે. કોલેજોમાંથી ૬૦ વર્ષ પૂરાં થયે નિવૃત્ત થયેલા વિદ્વાન અધ્યાપકોને આ કામ માટે પસંદ કરવા જોઇયે કે જેઓમાંના ત્રણેક ભાષાશાસ્ત્રજ્ઞ પણ હોય. બાકીના સાહિત્યશાસ્ત્રીઓ અનુભવી વિદ્વાનો જ હોવા જોઇયે એ ઘણું જ જરૂરી રહેશે.

વ્યુત્પત્તિકોશનો મારો પ્રયત્ન છે જ, સંખ્યાબંધ કાપલીઓ બનાવી પણ છે. પણ કોઈ વિદ્વાન સહાયક તરીકે ધ્યાનમાં આવ્યો નથી તેથી કામ હાથપૂરતું થંભેલું છે. ૮૧મે વર્ષે પહોંચ્યો છું. જીવન કેટલું લંબાશે અને શરીર તથા આંખોની શક્તિ ક્યાં સુધી જળવાયેલી રહેશે એના પર એનો આધાર છે.

૯. ઉપસંહાર :

મારા વ્યાખ્યાનનો ઉપસંહાર કરતી વેળા મને થોડું અછડતું, પણ અગત્યનું કહેવાનું મન થાય છે.

આજે ગુજરાત અધ્યયન-સાધનો અને અભિનવ સામગ્રીથી સજ્જ છે, ઉત્તરોત્તર વધુ સજ્જતા ધારણ કર્યે જાય છે. મધ્યકાલીન ગુજરાતી ભાષાની મુદ્રિત અને એનાં કરતાંયે અમુદ્રિત સામગ્રી ભારે વિપુલ સંખ્યામાં સુલભ છે. આ સર્વનો આપણે સંશોધન કરનારા વિદ્યાર્થીઓ દ્વારા ઉપયોગ કરિયે,

એટલું જ નહિ, સંશોધકીય પદવી પ્રાપ્ત કર્યા પછી પણ એમને સતત કામ કરવાની પ્રેરણા આપ્યા કરિયે. ભાષાશાસ્ત્ર અને ભાષાવિજ્ઞાનને ક્ષેત્રે પણ આપણી પાસે વિદ્વાનો હવે છે. વ્યાકરણ અને કોશમાં જેમ એમનો ખપ છે તે પ્રમાણે ગુજરાત–સૌરાષ્ટ્ર–કચ્છની પ્રાદેશિક તેમ જ્ઞાતિગત બોલીઓનો અભ્યાસ પણ વ્યવસ્થિત રીતે કરવાના દરવાજા ખુલ્લા થાય છે. બોલીઓના અભ્યાસમાંથી આપણે ઈતિહાસલેખકને સામાજિક ઈતિહાસની પણ સામગ્રી પીરસી શકીયે. આ દિશામાં વ્યાપક પ્રયત્ન કરી, નવી શિક્ષાપદ્ધતિને કારણે ભૂંસાયે જતી પ્રાદેશિક તેમ જ જ્ઞાતિગત બોલીઓને કચકડામાં પણ ઉતારી એને મરતાં પહેલાં સાંચવી લઈયે. આપણા વિદ્વાનો શબ્દકોશોની ચર્ચા કરતાં પ્રાદેશિક શબ્દોથી ગભરાય છે અને એને અશિષ્ટતાનું લેબલ લગાવી એના તરફ અરુચિ રાખે છે. હું અહીં કહું કે સંસ્કૃત ભાષાનો શ્વેત શબ્દ કયા દેશમાં પહોંચ્યો છે? આપણે ત્યાં છે? આપણે તો ધવલ રાખ્યો ને 'ધોળું' શબ્દ મેળવ્યો, જ્યારે ઈરાનમાં 'સફેદ' સ્થિર થયો. સંસ્કૃત સર્વનામો વયમ્ અને યૂયમ્ છેક ઇંગ્લેન્ડ પહોંચ્યાં, 'we' અને 'you'ના રૂપમાં, તો વૈદિક ભારતીના અસ્મેમાંથી આપણે ત્યાં 'અમે' રૂપ આવ્યું. તો શક્ય તુષ્મે ઉપરથી 'તમે' આવ્યું. આપણે અરુચિ બતાવતાં પહેલાં વિચારવું જોઈયે. હકીકતે માન્ય ભાષા પ્રાદેશિક ભાષાઓમાંથી જ વિકસી આવે છે. કોઈના મનમાં એ પ્રશ્ન ઊઠે છે કે વર્તમાન ગુજરાતી શિષ્ટ ભાષા કયા પ્રદેશની બોલીનો સીધો અવતાર છે? એ ઉત્તર ગુજરાતની છે? મધ્ય ગુજરાતની છે? દક્ષિણ ગુજરાતની છે? અરે, સમગ્ર સૌરાષ્ટ્રની છે? આપ થોડો જ વિચાર કરશો તો જોઈ–જાણી શકાશે કે એ ઝાલાવાડની પ્રાદેશિક બોલીમાંથી વિકસી આવી છે અને એનું શ્રેય કવીશ્વર દલપતરામને જાય છે. અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં બેસી 'બુદ્ધિપ્રકાશ' માસિક ચલાવ્યું અને હોપ વાચનમાળા દ્વારા કવિતાક્ષેત્રે સેવા આપી, ઉપરાંત સ્વતંત્ર ગદ્યપદ્ય રચનાઓ પણ આપી. ટ્રેઈનિંગ કૉલેજ અમદાવાદમાં હતી એટલે એના મુખપત્ર 'શાળાપત્ર'ની પણ સુરતથી આવેલા વિદ્વાનોએ 'ડાંડિયો'ની નહિ, 'બુદ્ધિપ્રકાશ'ની ભાષાને પકડીને 'હોપવાચનમાલા'માં આ ભાષાસ્વરૂપ મૂર્ત કર્યું.

અંગ્રેજી ભાષાના સંપર્કે આપણે જૂના સાહિત્યપ્રકારોને લગભગ તિલાંજલિ આપી અને નવા સાહિત્યકારોને આત્મસાત્ કરી આ દરેક નવા પ્રકારમાં ઉચ્ચ શિખર સર કર્યાં. કવિતાક્ષેત્રે નવલકથાક્ષેત્રે નાટ્યક્ષેત્રે પત્રક્ષેત્રે પ્રવાસક્ષેત્રે તો આગળ વધ્યાં, એમાં લઘુવાર્તા કિંવા નવલિકા પણ પૂર જોસથી વિકસી અને આજે વિપુલતાથી લખાયે જાય છે, તો બીજી

બાજુ વિવેચનક્ષેત્રે પણ આપણે ભારતવર્ષની બીજી ભાષાઓની આગલી હરોળમાં છિયે. હા, એક સત્ય છે કે આપણી અર્વાચીન પેઢી થોડી પાછી હઠી છે. આ વાત આપણે ખરેખર સમઝિયે અને આપણે પ્રાપ્ત કરેલું ગૌરવ ટકાવી રાખિયે. આપણે એ પણ વિચારતાં થઇયે કે આપણે આપણી આગલી પેઢીનાં પેગડાંમાં પગ ઘાલવા જેટલી શક્તિ પ્રાપ્ત કરી છે, પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ છિયે? એ પેઢીને સાધનસામગ્રી જેટલી સુલભ હતી તેનાથી આજે અનેક ગણી સુલભ છે. સંસ્થાકીય અને યુનિવર્સિટીઓનાં પુસ્તકાલયોમાં અદ્યતન સામગ્રી સંગ્રહાયે જાય છે. આપણા નવલોહિયા જુવાનો માત્ર ગુરુજનોનાં વ્યાખ્યાનોથી ઉપર આવી પોતાના જ્ઞાનનું ભાતું સ્વતંત્ર રીતે પણ વધારવાનો ઉદ્યમ કરે. નવોદિત સાહિત્યકારો—લલિત કે લલિતેતરના—ને મારી વિનંતિ છે કે એકદમ લખવા બેસી ન જાઓ, પૂર્વસૂરિઓના ગ્રંથોનું વાંચન તેમ અધ્યયન કરવા સદા પ્રયત્ન કરતા રહો. ગમે તેટલું ભણ્યા હોઈયે એમ છતાં આપણા તે તે વિષયનું આપણું જ્ઞાન હજી અપૂર્ણ છે એ ભાવનાથી એની વૃદ્ધિ માટે પ્રયત્નશીલ રહિયે. આ આજના સમયની તાતીજરૂર છે.

ફરી આભારની લાગણી વ્યક્ત કરી અહીં વિરમું છું.

इतिशम् ।



# મારા મનની વાત

**ચન્દ્રકાન્ત શેઠ**

આજે મારા મનની વાત કહેવાનો જે સુંદર અવસર મને સાંપડ્યો છે એનો મને આનંદ છે. આપણે કહેવું તો ઘણું હોય પણ આપણી પ્રત્યે સ્નેહ અને શ્રદ્ધા ધરાવનારા શ્રોતાઓ જો ન મળે તો – સાચું કહું ? – એક પ્રકારનું એકલવાયાપણું લાગ્યા કરે છે. ક્યાંક મન મૂકીને વાત ન થઈ શકે એવી જો સ્થિતિ સર્જાય તો એ જન્મટીપની સજાથીયે મને તો આકરી લાગે છે. આપણી પાસે, સંવેદન, છે, એ વ્યક્ત કરવાની વાણીયે છે તો એ ગ્રહણ કરનારા કાન પણ જોઈએ. કેવળ પોતાના કાન પૂરતા નથી. આપણે વાત કહેતાં કહેતાં બીજાઓ દ્વારા આપણને સાંભળવાનોયે એક અનોખો કીમિયો કરતા જ હોઈએ છીએ. આપણે વાત–ડાહ્યા જ નહીં, વાત–પ્રેમી જીવ છીએ. મળ્યાં નથી ને વાત માંડી નથી. મૂંગાં મૂંગાંયે આપણી તો વાતો ચાલતી હોય છે. હેઝલિટને એનો ખ્યાલ હતો જ; અને તેથી જ તેણે મૌનનો – Silence-નો 'One great art of conversation' તરીકે નિર્દેશ કર્યો છે. હું તો મૌનને વાતચીતની એક મહાન કળાથીયે વિશેષ માનું છું. અંતર સ્નેહ અને સદ્‌ભાવથી, કરુણા અને સમુદારતાથી ઊછળતું હોય છે ત્યારે જ મનુષ્યની હસ્તી – એની સંનિધિ વણબોલ્યે એવું તો બોલતી રહે છે કે એના સંપર્કમાં મુકાનાર સહેજેય મનોમન ઘણું ઘણું મર્મીલું પામી લે છે. મને લાગે કે જેમ આંતરચક્ષુ અને અંતઃશ્રુતિનો આપણે નિર્દેશ કરીએ છીએ તેમ આંતરવાકનોયે નિર્દેશ આપણે કરવો જોઈએ. એ આંતરવાક્ તે જ પરા વાણી નહીં ? આ આંતરવાક્‌ની સેર વિના આપણી વાણીનો સજીવ પિંડ જ બંધાતો નથી. ખબર નહીં શાથી, પણ આપણી અસલી વાત જાગતી નથી ને જામતી નથી; ધાર્યા પ્રમાણે, ધારી રીતે પહોંચતી–પ્રસરતી નથી. આ આંતરવાક્ વિચ્છિન્નતાની નહીં પણ એકાકારતાની પ્રક્રિયા સાથે – સમગ્રતાની ભાવના સાથે સંકળાયેલી અંતર્ગૂઢ વાક્–ચેતના છે. સ્વ અને પર, અંતર્ અને બહિર્ વચ્ચેના ભેદની ભ્રામકતા જે ભૂમિકાએથી પ્રતીત થાય છે એ ભૂમિકા જ એની ગંગોત્રી છે. આંતરવાક્ ત્યાંથી સ્ફુરે છે, ઉપાડો લે છે અને તેના

સંચાર સાથે ગતિ-વ્યાપ સાથે જ વ્યષ્ટિ–સમષ્ટિના અવિનાભાવિસંબંધનો એક આહ્‌લાદક સેતુ પ્રત્યક્ષ થાય છે. મારા શબ્દમાં અનેકના શબ્દો મને સંભળાય છે. મારા અવાજમાં અનેકના અવાજ મને કળાય છે. જેમને હું મારા વિચારો, મારી ભાવનાઓ, મારી શ્રદ્ધાઓ અને મારી લાગણીઓ કહું છું તેમાં નિરપેક્ષપણે 'મારું' કહેવાય એવું ખરેખર કેટલું? મારી આસપાસ જે કંઈ ખડું છે તેને ઉવેખીને, એકલો–ટટાર–અડીખમ હું ઊભો રહી શકું એમ છું? મારું તો એકાંત પણ કોઈ ભીડના ખભાનો ટેકો લઈને ખડું હોય એમ મને લાગ્યા કરે છે. મને પગભર થયાની – મારા પગ પર ઊભો રહ્યાની ખુમારી જરૂર છે પરંતુ મને મારા પગ માટીના હોવાની પાકી ખબર છે. એ ગમે ત્યારે લપસી જઈ શકે એવા છે. પગ - અડગ લાગતા હોય તો એમાં મારી તાકાત સાથે જ ધરતીની તાકાતનોયે ખ્યાલ કરવો જોઈએ. મારા પગને આધાર આપનાર તો ધરતીની કરુણા છે. મારી કરોડરજ્જુ મજબૂત હોવાથી ટટાર ઊભી રહેવાય છે એ સાચું, પરંતુ મારે મારી કરોડરજ્જુ મજબૂત રાખવા કેટકેટલાં વાનાં કરવાં પડે છે તે તો અનુભવે જ સમજાય એવું છે.

મનુષ્યનું ક્ષણેક્ષણનું જીવન ઘણું સંકુલ છે, જટિલ છે અને તેથી એનો સંદર્ભ લઈને આવતો શબ્દ પણ ઘણો સંકુલ અને જટિલ છે; શબ્દનાં ઉદ્‌ભવ–વિકાસમાં તેમ એના સ્વરૂપમાં ઘણી જટિલતા, અબરખની જેમ અનેકાનેક સ્તરો છે શબ્દનો ખ્યાલ કરતાં અનેકાનેક વસ્તુઓ સાથે આપણે કામ પાડવાનું થાય છે. આપણે ગાયના દૂધની જ તથા કરીએ છીએ, ભલે; પરંતુ એ દૂધ બને છે કેમ, ગાયના આંચળમાં એ ઊભરાય છે કેમ, એનીયે તથા આપણે ન કરવી જોઈએ? ગાય સારી રીતે ચરશે હરશે–ફરશે અને જીવનના સર્જન-પ્રવાહમાં સંડોવાશે તો જ એની પાસેથી ઊંચી ગુણવત્તાવાળું અને વિપુલ દૂધ મળવાની આપણી અપેક્ષા ફળશે. શબ્દને યોગ્ય રીતે જ આપણા ઋષિમુનિઓએ કામધેનુ–કામધુક્‌ કહ્યો છે. સશક્ત શબ્દ અનેક પ્રકારની આંતરસમૃદ્ધિનો દ્યોતક હોય છે. આપણે સશક્ત શબ્દ માટે મથવાનું છે. જે પરિબળો શબ્દને જકડનારાં, ગૂંગળાવનારા અને તેને હતપ્રભ કરનારાં છે તેની સામે આપણે સજાગપણે – અણનમપણે ઝીક લેવાની છે. કૂવામાં હશે તો હવાડામાં આવશે, પરંતુ કૂવામાં જે કંઈ આવે છે તે કઈ રીતે આવે છે તે પહેલેથી જાણી–સમજી લીધું હોય તો તે હવાડાના હિતમાં જ માનવું જોઈએ. અલબત્ત, કૂવા અને હવાડાના સંબંધ સાથે તેમની વચ્ચેના ભેદ વિશેય આપણી સભાનતા છે જ.

આપણે બરોબર સમજી લેવું રહ્યું કે પગ નીચે જેમ ધરતી છે તેમ આપણા શબ્દ નીચેય ધરતી છે – શ્રદ્ધાની – સત્‌ – શ્રદ્ધાની. એના વિના સ્થિરતા નથી, દૃઢતા નથી, ઉઘાડ ને વિકાસ નથી કે ઉંડાણ નથી કેટકેટલી સૃષ્ટિઓ સાથે શબ્દ આપણી સેવામાં ઉપસ્થિત થાય છે! કેટકેટલી રીતે શબ્દ આપણને પ્રત્યક્ષ થાય છે! લહેરખીથી પાન હાલે છે ને શબ્દ થાય છે. બારી ખૂલે છે ને શબ્દ થાય છે. વીણાના તાર કંપે છે ને એક રણઝણ ઊઠે છે. કોઈ કોમળ પગલીઓની લલિત છટા એક મદીલો રૂમઝૂમાટ રસ્તામાં ને હૃદયમાં છોડતી જાય છે. ક્યાંક ટહુકો સ્ફુરે છે તો ક્યાંક ગીત. ક્યાંક હલેસાં સાથે 'હઈસો'નો સ્નાયુબદ્ધ અવાજ છાલકો મારતો સરે છે; તો ક્યાંક સોઽહમનો નાદ કોઈ શંખ-ધ્વનિમાં ઘૂંટાતો – ગોરંભાતો લાગે છે. ક્યાંક ટીક ટીક તો ક્યાંક ટક ટક; ક્યાંક કિલ કિલ તો ક્યાંક કલ કલ. એક બાજુ શબ્દોની ગાજવીજ તો બીજી બાજુ સ્નેહભીની નજરોની ટકરામણે ઊઠતા શબ્દહીન શબ્દોની ચારુ–પ્રસન્ન બીજ! કેટકેટલા શબ્દોથી આપણો મનોગર્ભ — આપણી કવિતાનો ગર્ભ પુષ્ટ થતો રહે છે!

ફૂલ ખીલે છે ત્યારે એની ખિલાવટમાં કેટલી બધી અનુકૂળતાઓનો સરવાળો હોય છે! માટીમાં મૂળ નાખીને ઊભેલો છોડ એના સુકુમાર હાથમાં ફૂલને ધારણ કરતાં કરતાં તો કેવો ધન્યતાથી ખીલી ઊઠે છે! લહેરખી એને ડોલાવે છે. સૂર્યનાં કિરણ હળવેથી એનાં પોપચાં ઉઘાડે છે. લેશ પણ અધીરાઈ નહીં, અશ્રદ્ધા નહીં; કંટાળો કે થાક નહીં; બલકે ભરપૂર ઉત્સાહ ને આનંદ, મનહર સ્વપ્નાં ને મનભર સહાનુભૂતિ; ફૂલ ખીલે છે તે માત્ર એની પાખંડીઓના જ જોરે નહીં, પરંતુ પવન ને પ્રકાશ આદિ અનેકોના સહકારે. સાચે જ, અનેકના ઋણાનુબંધે આપણો આ મનોરથ ચાલતો રહે છે. આપણે આપણા રથના અશ્વોને અને સારથિને ઓળખીને સંતોષ માનીશું કે રથના ઘડવૈયાને, રથ જે ધરાતલ પર ગતિ કરે છે તે ધરાતલની નિર્માત્રી શક્તિને અને સાનુકૂળ હવામાનની પ્રવર્તક પરિસ્થિતિને—આ રીતે રથની ગતિ સાથે પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે સંકલિત સૌનેય ઓળખવાનો આપણો વિધિ જારી રાખીશું? આપણે આપણા દરવાજા જેટલા ખોલીશું એટલી મોકળાશ જાણી-માણી શકીશું. આપણું જીવન જ નહીં, આપણો શબ્દ પણ અનેક ઋણાનુબંધોનું પરિણામ છે; અને શબ્દ સાથેનો આપણો સંબંધ પણ એક ઋણાનુબંધ જ છે — સંસ્કારગત ને સાંસ્કૃતિક.

શબ્દના એકાંગી પરિચયથી મને પરિતોષ નથી. કેવળ બુદ્ધિના વ્યાપારે શબ્દને પામીને મારે અટકવું નથી. મને બુદ્ધિ માટે માન જરૂર છે, પરંતુ

મિથ્યાભિમાન તો નહીં જ. ડગલે ને પગલે એવા કેટલાય પ્રસંગો આવે છે, જેના ખુલાસા બુદ્ધિથી થઈ શકતા નથી ને તે થાકીને વિરમી જાય છે. બુદ્ધિ જ્યારે 'વિરાટ' 'વિરાટ' વદીને થાકે છે ત્યારે મને હતાશાની નહીં પણ ઉત્સાહ–રોમાંચની લાગણી થાય છે. મને થાય છે : કશુંક એવું છે ખરું ત્યારે, જે સતત પ્રગટવા સક્રિય છે પરંતુ મુઠ્ઠીમાં બંધાઈને નહીં. કશુંક એવું છે જે મારાં પગલાંના માપે મપાવાનો અને એમાં સમાઈ રહેવાનો સાફ ઇનકાર કરે છે. કંઈક એવું છે જે મને મધ્યે વ્યક્ત કરીને, મારામાં જ અનુસ્યૂત શાશ્વત ચેતનામયતાનું એક અનિર્વચનીય પરિમાણ દાખવી રહે છે. એ પરિમાણ મારી મૂળભૂત હસ્તીનો નિર્બંધ વિસ્તાર છે. એ પરિમાણ સાથે જીવવાની અને જીવતાં જીવતાં એની વાતો માંડવા–ઉપાડવાની એક મોજ હોય છે, મજા હોય છે, જ્યારે એ પરિમાણેથી આપણી સર્જનની વાગ્ધારા સ્ફુરે છે ત્યારે એમાં આપણા જીવન અને જગતનાં કેટલાંય રહસ્યો અવનવા ઉન્મેષોએ ઉદ્ભાસિત થતાં પ્રતીત થાય છે અને આપણને આપણી તેજોમયતાનો – આપણી અ-મૃતમયતાનો આહ્લાદક આસ્વાદ – રમ્યભવ્ય આસ્વાદ આવવા લાગે છે. આપણા હોવાની સાર્થકતાનો રસમય બોધ પ્રાપ્ત થાય છે, એ જ આપણા સર્જન–પુરુષાર્થની બળવાન ફળશ્રુતિ લાગે છે.

શબ્દ મનમાં સ્ફુરતાં સ્ફુરતાં શ્લોકત્વમાં ઢળે એ એક સ્પૃહણીય સર્જનાવસ્થા લેખાય. શબ્દના આલંબને – શબ્દના બળે આપણું આપણી સાથે, આપણી અંદરનાનું આપણી આસપાસ બહાર જે કંઈ છે તે સર્વ સાથે સૂરસામંજસ્ય – 'ટ્યુનિંગ' સધાય તે જ ઉત્તમ. પરંતુ એવું સૂર-સામંજસ્ય શક્ય બનાવતી સમાધિમય કોટિએ કેમ કરીને પહોંચવું અને ઠરવું તે જ એક પ્રશ્ન હોય છે. વળી વિવક્ષાનોયે પ્રશ્ન ખરો જ. આપણને મનમાં ને મનમાં થયા કરે : આને મળીએ, તેને મળીએ, સૌમાં મળીએ, સૌમાં ભળીએ. આપણી ભીતર જે કંઈ સૌના રસનું હોય તે આપણે સરખી રીતે પ્રગટ કરીએ, ફેલાવીએ અને સૌને એ રીતે આકર્ષી, રસાનંદ આપી આત્મકૃતાર્થતાનો ભાવ અનુભવી રહીએ. આ જ મનુષ્ય તરીકેની, સર્જક તરીકેની આપણી સત્-તાનો અનિર્વચનીય ભાવાસ્વાદ. આપણે સૌની સાથે એવી વાતો માંડીએ કે જેમાં આપણને આપણી જાતને ખોલવાનું મળે અને સાથે અન્ય સૌનાં મનની બારીઓ ખોલી એમાં પ્રવેશવાનો સ્વાભાવિક અધિકાર – અવસર પણ મળે. સૌના શબ્દો સાંભળતાં સાંભળતાં સૌને આપણામાં વસાવીએ અને સૌને આપણા શબ્દો સંભળાવતાં સંભળાવતાં પ્રેમપૂર્વક સૌમાં આપણેય વસીએ. આ જ આપણો ભૂમાનુભવ. આ જ

આપણું અ-મૃત-સુખ. આમ આપણું તો વાતે વાતે ખુલાય તેટલા ખૂલવું—એ જ લક્ષ્ય છે અને આપણો અનુભવ છે કે એ રીતે ખૂલ્યા વિના ખરેખરું ખિલાતું જ નથી.

ચાર્લ્સ લેમ્બને અનુસરી અવારનવાર એમ કહેવાનું મન થાય છે કે મારા બધા જ નિબંધ મારી કેન્દ્રિત છે. મારી સમગ્ર સર્જનકથા અનિવાર્યતયા મારી આત્મકથા છે. મારી વાતમાં તમારી વાત આવે જ છે. તમારી વાત વિના મારી વાત જ બનતી નથી. દેખીતી રીતે મારી વાતમાં જે શબ્દો – શબ્દપ્રયોગો આવે છે તે સર્વ મારી રુચિ સૂઝ સમજ અનુસારના હોઈ, એમના પર મારો સર્જકાધિકાર છતાં, એ સર્વ પર હું તમારોયે અધિકાર સહજતયા સ્વીકારું છું. શબ્દ કંઈ સ્વર–વ્યંજનની મેળવણીવાળાં જડ બીબાં નથી, એ શબ્દો તો વ્યષ્ટિ–સમષ્ટિના પારસ્પરિક સંબંધવ્યવહારે ખીલેલા રસમય પ્રતિભાસ–સૃષ્ટિ છે. એમના ઘાટ–ઘડતરમાં અનેક દેશ–કાળોનું અનુભવચૈતન્ય સિંચાયું હોય છે. આપણા માટે આવો એક એક શબ્દ માનવીય અનુભવસૃષ્ટિના એક રસાત્મક ખંડ-રૂપ હોય છે; એ પછી પહેલીમાંનો પહેલો અક્ષર 'બા' હોય કે શૂન્ય શિખરેથી સાંધેલો ૐકાર હોય શબ્દના નાદ સાથે જ આપણી માટીમાં કોઈ સાંગીતિક પ્રવાહનો નિગૂઢ લય-સ્પંદ ઘૂંટાતો અનુભવાય છે. "સમુદ્ર સરીખી' આપણી હસ્તીમાં કેવો તો કલનાદ વ્યાપી વળે છે! હાથપગ આનંદના હિલ્લોળે ઝૂમે છે. આંખોમાં એક વિસ્મયમધુર આર્દ્રતા ચમકે છે. આપણે કોઈ વૈશ્વિક આનંદધારાનું સમુચિત પાત્ર બન્યાના ખ્યાલે ભાવવિભોર થઈ જઈએ છીએ. આપણે કેવળ હાડ-ચામનો માળો નથી. આપણે માત્ર હાથપગ હલાવી જાણતું એક સ્વસંચાલિત યંત્ર નથી. આપણે પાંચપચીસ વિચારો ને વિવાદોના સરવાળા–ગુણાકાર નથી. આપણે તો છીએ, શબ્દ જેનાથી સાર્થક થાય તે, આપણીયે પાર વિસ્તરતી ચૈતન્યરસની એક સઘન – સભર ઘટા – એક અતાગ ઘટના આપણો શબ્દ આપણા સ્નેહતત્ત્વે ઝળહળતી દીપશિખા છે. આ 'શબ્દાખ્ય જ્યોતિ'ના ઉજાસે આપણને અદૃષ્ટપૂર્વ દર્શવાની, અશ્રુતપૂર્વ સાંભળવાની અને અભૂપૂર્વ અનુભવવાની રમણીય તકો વળી વળીને લાધતી રહે છે. આ શબ્દના જ લીલાવિસ્તારરૂપે મારી કવિતા છે, મારા નિબંધો છે, મારો નંદ સામવેદી એ શબ્દના દીવે જ ચાલનારો યાત્રિક છે અને એ શબ્દના દીવે જ ભૂતકાળની ધૂળમાં છપાયેલી પગલીઓને મેં રસપૂર્વક ઓળખી બતાવી છે. આ મારો સર્જનનો શબ્દ મને પડઘાની પેલે પાર લઈ જવા સંકલ્પબદ્ધ છે અને મને

સર્જન નથી તો મુક્તિ વિના સર્જનનો કોઈ સ્વાદ નથી. આપણી કવિતા હોય કે નિબંધ હોય – એ સર્વ બંધન–મુક્તિના જ યથેચ્છ ખેલ છે.

એ ખેલ છે, પણ સમગ્ર અસ્તિત્વથી ખેલવાના ખેલ; જીવન અને જગતને બાથમાં લેતાં લેતાં ખેલવાના ખેલ. શબ્દે શબ્દે સ્વ-પરનું, વ્યષ્ટિ–સમષ્ટિનું, અંતર્–બહિર્નું, દેશ–કાલનું કોઈ અવિરામ સંઘટ્ટન ચાલે છે. એને કોઈ 'કન્ફ્રન્ટેશન' – મુકાબલો નામ પણ આપે. પરંતુ એ શબ્દ પણ પૂરતો નથી. જે ચાલે છે તે માત્ર મુકાબલાથી ઘણું વિશેષ છે. બધું તળે-ઉપર થાય છે. આપણે ઘરની દીવાલ ગોઠવવા જઈએ છીએ ને પાયા ઊભા થઈ જાય છે! આપણે હોડી સ્થિર કરવા જઈએ છીએ ને કાંઠા આપણી સામે ભટકાય છે! આપણી અંદરના અંતરિક્ષમાં કેટકેટલી નીહારિકાઓ ઘૂમતી–વિખેરાતી ને રચાતી, તેજલીલાની કોઈ અકળ પ્રક્રિયામાં પ્રવૃત્ત રહે છે! એક સતત ઘૂમતો દડો અને એના પર સ્વસ્થતાથી આપણી જાતને ટકાવીને આપણે ખેલવાનું! કૌશલ્ય-નિપુણતા તો જોઈએ જ, શક્તિ–સૂઝ અને શીલનું દૈવત પણ જોઈએ. આ 'શીલ' તે ચોખલિયા લોકો સાંકડા અર્થમાં જે સમજે છે તે નહીં, આ શીલ તો કોઈ મિરઝા ગાલિબમાં કે શરતચંદ્રમાં, તૉલ્સ્તૉય અને દૉસ્તોયેવસ્કીમાં, અર્નેસ્ટ હેમિંગ્વે અને આલ્બેર કામ્યૂમાં, કોઈ જ્યાં જેનેમાં, કાર્લ મોન્ટેઇન, બેકન, ચાર્લ્સ લેમ્બ અને હેઝલિટમાં, કોઈ બૉદલેર, રિલ્કે ને લોર્કામાં, કોઈ બૅકેટ, પિરાન્દેલો ને હેરલ્ડ પિન્ટરમાં, શબ્દનિમિત્તે પ્રગટ થતું રહેલું તે શીલ. એકલા એકલા તૂટવાનું, પરંતુ શબ્દથી છૂટવાનું તો નહીં. શબ્દે શબ્દે આપણે આપણી અંદર નવાં નવાં સંવેદનવલયોનો પરિસ્પંદ અને સંઘટ્ટનલયોનો સહજચ્છંદ અનુ-ભવવાનો. શબ્દો આપણા અંદરથી કેટલું બધું ઉપાડી ઉપાડીને બહાર લઈ જઈને પ્ર-દર્શિત કરે છે! તેઓ કેટલું બધું બહારથી લાવી લાવીને, આપણી અંદર ઠાલવીને આપણો સાંસલો કોશ ભર્યો ભર્યો રાખે છે! આપણા આ કામગરા શબ્દોને સાક્ષિભાવે અવલોકવાનીયે એક મોજ હોય છે. જેમ વૃક્ષ પરથી ઊડીને વળી પાછાં વૃક્ષ પર આવીને બેસતાં પંખીઓને નિહાળવાનો એક નશો હોય છે; આનંદ હોય છે એવો જ નશો–આનંદ આપણામાંથી ઊડીને આપણી પાસે પાછા ફરતા શબ્દોની ઊડાણને – એમની આવનજાવનને નિહાળવાનો છે. મને તો આ શબ્દોની આવનજાવનની શૈલીમાં જ લલિત નિબંધનાં પગલાંની મોહક ગતિનો મર્મ પ્રત્યક્ષ થાય છે.

નિબંધ મારો આધ્યાત્મિક આકાર છે, એ મારી સતત પરિવર્તનશીલ આકૃતિ છે, જેમાં મારી ચંચળ પ્રકૃતિની એક સ્વાભાવિક છવિ અલપઝલપ

ઊઘડતી રહે છે. નિબંધ એ રીતે મારો વાસ્તવિક આકાર પણ ખરો જ. નિબંધથી અલગ રહેવામાં નથી મારી કોઈ ઉપલબ્ધિ, તેમ મારા વિનાના નિબંધમાં નથી આવતી શ્રદ્ધેયતા ને સાર્થકતા. નિબંધની બુનિયાદ છે સચ્ચાઈ – સત્માં શ્રદ્ધા, સ્નેહ, સૌન્દર્ય અને શ્રેયમાં આસ્થા. જેઓ જીવનની નિરર્થકતા કે એબ્સર્ડિટીની વાતો કરે છે તેઓ આ ક્ષણે મારી ધ્યાનબહાર નથી; પરંતુ જે ભૂમિકાએથી, જે દૃષ્ટિબિંદુએથી મેં આ વાત ઉપાડી છે તેમાં તેમની વાતો મને વિક્ષેપકર લાગતી નથી. ખરો પ્રશ્ન ક્યાંક—કોઈ બિન્દુએ ટકીને પોતાના ઊભા રહેવાનો છે. એટલા માટે જે ધૃતિબળ – સંકલ્પબળ જોઈએ તેને શ્રદ્ધાના તત્ત્વમાં હું સમાવું છું. 'શ્રદ્ધા'ને એક ઘસાયેલો સિક્કો છે એમ કહી આડેધડ એને ભાંડયા કરવાનો અર્થ નથી. એ શબ્દનો પ્રયોગ કઈ રીતે – કયા સંદર્ભે થાય છે તે જોવાનું છે. શ્રદ્ધાને મારી ભૌતિક આધ્યાત્મિક વૈશ્વિક પરિમાણો ધરાવતી સન્મૂલક હસ્તીના એક નિશ્ચિત બિન્દુરૂપે હું સ્વીકારું છું, તમે એ બિન્દુ વિના કશું શરૂ નહીં કરી શકો, કશું બાંધી નહીં શકો. શ્રદ્ધાભાવ – સદ્-ભાવ વિના શબ્દમાં જે પ્રકારે – મૂળિયાં નાખીને તમારે ફાલવું ફૂલવું છે તે તમે નહીં કરી શકો. 'હું' શ્રદ્ધાના શબ્દે કવીશ. કવિતા ઓજસવતી' — એવા શિવસંકલ્પના બળ વિના, 'કવિની શ્રદ્ધા' વિના આપણે આપણો નિબંધાકાર – નિબંધાવતાર – સિદ્ધ નહીં કરી શકીએ.

ધાતુના તારમાંથી વીજપ્રવાહ વહે છે તેમ મનુષ્ય મનુષ્ય વચ્ચે રમમાણ શબ્દમાંથી ચૈતન્યનો પ્રવાહ વહેતો હોય છે. એ પ્રવાહનો આપણે યથાશક્ય લાભ લેવાનો છે. એને આપણે એ રીતે ગ્રહવાનો છે કે આપણી સમગ્ર હસ્તી એ પ્રવાહના સંયોગે કરીને ઝળહળી ઊઠે.

આપણી અંદરબહાર સૃષ્ટિમાં અનેક રૂપો ઊઘડે છે, ખીલે છે અને ખરે છે. અનેક રૂપો એકબીજામાં ભળી રૂપાંતરો પામે છે. કેટલાંક રૂપો પરસ્પરમાં ભળે છે ને છૂટાં પડે છે. આ ભળતાં – છૂટાં પડતાં રૂપો એવા તો અભૂતપૂર્વ રૂપવિવર્તો આવિષ્કૃત કરે છે કે તેમને શબ્દાવતારે પ્રત્યક્ષ કરવામાં જ એક મોટો સર્જન-પડકાર રહેલો દેખાય છે. પેલા રૂપવિવર્તોની પ્રક્રિયાનો કોઈ છેડો નથી અને તેથી સર્જનની શક્યતાઓને કોઈ અંત નથી. સર્જનના વ્યાપારમાં વૈવિધ્યપૂર્ણ, નાવીન્યપૂર્ણ શબ્દનિબંધન માટેનો અવકાશ સદાયે ખુલ્લો જ હોય છે.

આપણે સર્જનકર્મમાં સતત નિરત રહીએ એ જ કેવી મોટી આહ્લાદક પરિસ્થિતિ છે! જે શબ્દ ઘણું બધું કરવા-કરાવવાની આપણને ફરજ પાડે

છે તે શબ્દને જ ઘણુંબધું કરવા, આપણે આપણી શરતે, આપણી મોજ અનુસાર પ્રયોજી શકીએ છીએ તે બાબત જ કેટલી રોમાંચક છે! શબ્દની સાથે કામ પાડવામાં જોખમો છે તો સાહસનો રસ પણ છે. શબ્દના સાહસમાં 'નિબંધના સર્જકને જ નહીં, ભાવકનેય આકર્ષે' એવું તત્ત્વ હોવાનું આપણને પ્રતીત થાય છે.

શબ્દમાત્રમાં એક સૂક્ષ્મ નિબંધન-ક્ષમતા છે. પ્રત્યેક શબ્દ અન્ય કોઈ શબ્દ કે શબ્દો સાથે વિવિધ ભાવે બંધાઈ શકે એવી એક સંબંધમૂલકતા એનામાં વંશાનુગત રીતે — વારસાગત રીતે ઊતરી આવેલી અને એના જ હસ્તીના અનિવાર્ય અંશરૂપ થયેલી લાગ્યા કરે છે. આપણે શબ્દની એ સંબંધમૂલકતાનો અંદાજ લગાવી એના વડે એક એવું શબ્દમય સ્વરૂપ-વિધાન – સ્વ-બંધ-નિર્માણ સાધવું છે, જે માત્ર મારા જ નહીં, મારા સમેત સર્વના રસાત્મક પર્યાયરૂપ હોય. મથામણ તો હોય છે. શબ્દેશબ્દમાંથી એકાત્મતાના તત્ત્વને પકડીને પોતાનું સત્-સ્વરૂપ ઉપલબ્ધ કરવાની, પરંતુ એ તો સદેહે – સભેદે ઉપલબ્ધ થવાનું હોય ત્યારે થાય; દરમિયાન આપણો આનંદ તો શબ્દનિબંધન દ્વારા સૌ સાથે એકરાર થવાની મથામણનો જ રહેવાનો. એ આનંદ આપણને યત્કિંચિત્ સાર્થકતા-સભરતાની પ્રતીતિ આપી રહે છે.

કોઈ આપણા ઉપર્યુક્ત આનંદાનુભવને ભ્રાંતિ લેખે એમ બને. કોઈ મનોવિજ્ઞાની તેને આ કે તે નામ પાડીનેય સમજાવે. આપણો આધાર શાસ્ત્ર નહીં, જાત-અનુભવ છે. આપણા પૂરતો તો એ આનંદાનુભવ સાચો જ. આપણો આનંદાનુભવ આપણી અપેક્ષાના સંદર્ભમાં આપણે જોવો–મૂલવવો ઘટે. મારું લક્ષ્ય તો છે મારા સમેત સૌ કોઈનો – સૃષ્ટિ સમગ્રનો કોઈ ને કોઈ રીતે પર્યાય કે સંકેત થઈ શકે એવું વાઙ્મય નિબંધન કરવાનું – નિબંધ-સર્જન કરવાનું. દિલથી જેમ ઘર ઘરનો ખેલ માંડે છે એમ મારે મારા શબ્દનો ખેલ માંડવાનો રહે છે. જે રમાયું તે જ પમાયું. બાકીની આળપંપાળ તો, ભાઈ, રમતાં રમતાં ધૂળ ઊડે એવી જ માનવી સારી મારાં પગલાં નાનાં છે, મારી યાત્રા ટૂંકી છે; છોટીમોટી મુશ્કેલીઓનો આખો ગંજ સામે છે, પરંતુ હારી ખાવાની મારી તૈયારી નથી જ. જન્મ્યા સાથે જે વાત વળગી છે તે ભલે એની રીતે, એની રૂપમુદ્રાઓ અને રંગચ્છટાઓ દાખવતી આયુષ્યના અંત પર્યંત આપણને વળગેલી રહે. આપણે તો જીવવું —બને તેટલી સભરતાથી, સાનુકૂળતાઓ સાધીને, લખતાં–વાંચતાં, સર્જતાં–વિસર્જતાં–વિસર્જતાં-સર્જતાં જીવવું એ જ પ્રયોજન છે. એ પ્રયોજને

કેટકેટલા ઉધામા કરીએ છીએ! ભ્રાંતિ હોય તો ભ્રાંતિ, નશો હોય તો નશો, ટેવ હોય તો ટેવ અને ખૂજલી હોય તો ખૂજલી; શબ્દો સાથે આપણું સાહજિક બનતર છે, લેણું છે. એની સાથે આપણને ફાવતું આવ્યું છે તો ભલે એની સાથેનો આપણો ખેલ ચાલતો રહે. અલબત્ત, ખેલ ખેલનાં ગણિત પોતપોતાનાં હોવાનાં. લાગણીની લપસણીઓ અને તર્કની તાંત એમા હોવાની. ભલે! કોઈક રીતે આપણે આપણાથી બંધાયેલા રહીએ છીએ – કોઈક રીતે શબ્દના સહકારે – સથવારે આપણને આપણા આત્મનિબંધમાં અનુકૂળતા અને આસ્વાદ રહે છે અને એ ઘણું છે આપણા માટે.

આમ જુઓ તો एकमेव-ની પ્રતીતિ સાથે નિર્મમ એકાકીપણાની અને વિફળ લાગતી એકાંતપણાની ભાવના આપણી આ લૌકિક સર્જનધાતુને ભીંસે છે તો બીજી બાજુથી એ ભીંસ સામે આપણી જ ચેતનાના સાતત્ય પર નિર્ભર સહૃ-ભૂતિની ભાવના શ્રદ્ધા બળ પૂરે છે આપણાથી આમતેમ ડોલાશે, ઉપરતળે થવાશે, સરવાળા–બાદબાકીઓ પણ થશે, પરંતુ છેવટે તો ત્રાજવાની દાંડીની જેમ આપણી आत्मनि स्थितिः – સ્વસ્થના અક્ષુબ્ધ રહેનાર છે ઠોકરો તો અવારનવાર વાગતી રહે છે ને વાગશે, પરંતુ ધરતી પરથી ઊથલી પડાય એવી ઠોકર તો નથી જ આવવાની એવો એક પરમ વિશ્વાસ મનમાં છે. એ વિશ્વાસે તો આપણાં વહાણ આ અનંત મહોદધિમાં ચાલતાં રહે છે. અજર–અમર હોઈએ એવા ભાવથી આપણું શબ્દાર્થનું – કલાર્થનું સંધારણ–સંવનન ચાલતું રહે છે, અને એમાંથી અનાયાસ નીપજી આવે છે અવનવી વાક્તરેહો – કોઈ કવિતાના રૂપે હોય છે તો કોઈ નાટકના રૂપે, કોઈ કથાના રૂપે તો કોઈ નિબંધના રૂપે.

આપણને સર્જકોને તો ખેલના પ્રકારમાં હોય છે તેથી અદકેરો રસ ખેલની પ્રકૃતિમાં હોય છે. શબ્દની આંગળીએ, શબ્દની પ્રેરણાએ, અનાગ્રહ-ભાવે, સ્વૈરપણે અજ્ઞાતમાં વિહરવાની અને વિસ્તરવાની મોજ હોય છે. એ મોજ જો લલિત નિબંધમાંથી મને ન લાધત તો એના ખેલમા હું પડત જ નહીં. લલિત નિબંધની ભાષામાં જેમને લાલિત્ય શોધવું હોય તે ભલે શોધે. ઝણકાર તો પગના ઘૂઘરાનો છે, બરોબર; પરંતુ એ ઝણકાર કેવળ ઘૂઘરાને જ કારણે છે એમ કહેવું પૂરતું નથી. ઘૂઘરાના ઝણકારનું મૂળ તો ઘૂઘરા બાંધનારની નૃત્યચેતનામાં રહેલું છે. મને ઘૂઘરાના ઝણકારમાં ભારે લગાવ છે, પરંતુ એ ઘૂઘરા ઝણકતા રહે એવી પરિસ્થિતિ માટેય મને સતત સભાનતા રહે છે. ઘૂઘરા ઝણકાવનારી વૃત્તિસ્ફૂર્તિ – પ્રવૃત્તિ અને પરિસ્થિતિ ઉત્તરોત્તર

છે તે શબ્દને જ ઘણુંબધું કરવા, આપણે આપણી શરતે, આપણી મોજ અનુસાર પ્રયોજી શકીએ છીએ તે બાબત જ કેટલી રોમાંચક છે! શબ્દની સાથે કામ પાડવામાં જોખમો છે તો સાહસનો રસ પણ છે. શબ્દના સાહસમાં 'નિબંધના સર્જકને જ નહીં', ભાવકનેય આકર્ષે એવું તત્ત્વ હોવાનું આપણને પ્રતીત થાય છે.

શબ્દમાત્રમાં એક સૂક્ષ્મ નિબંધન–ક્ષમતા છે. પ્રત્યેક શબ્દ અન્ય કોઈ શબ્દ કે શબ્દો સાથે વિવિધ ભાવે બંધાઈ શકે એવી એક સંબંધમૂલકતા એનામાં વંશાનુગત રીતે — વારસાગત રીતે ઊતરી આવેલી અને એની જ હસ્તીના અનિવાર્ય અંશરૂપ થયેલી લાગ્યા કરે છે. આપણે શબ્દની એ સંબંધમૂલકતાનો અંદાજ લગાવી એના વડે એક એવું શબ્દમય સ્વરૂપ-વિધાન – સ્વ-બંધ-નિર્માણ સાધવું છે, જે માત્ર મારા જ નહીં, મારા સમેત સર્વના રસાત્મક પર્યાયરૂપ હોય. મથામણ તો હોય છે. શબ્દેશબ્દમાંથી એકાત્મતાના તત્ત્વને પકડીને પોતાનું સત્-સ્વરૂપ ઉપલબ્ધ કરવાની, પરંતુ એ તો સદેહે – સભેદે ઉપલબ્ધ થવાનું હોય ત્યારે થાય; દરમિયાન આપણો આનંદ તો શબ્દનિબંધન દ્વારા સૌ સાથે એકરાર થવાની મથામણનો જ રહેવાનો. એ આનંદ આપણને યત્કિંચિત્ સાર્થકતા–સભરતાની પ્રતીતિ આપી રહે છે.

કોઈ આપણા ઉપર્યુક્ત આનંદાનુભવને ભ્રાંતિ લેખે એમ બને. કોઈ મનોવિજ્ઞાની તેને આ કે તે નામ પાડીનેય સમજાવે. આપણો આધાર શાસ્ત્ર નહીં, જાત–અનુભવ છે. આપણા પૂરતો તો એ આનંદાનુભવ સાચો જ. આપણો આનંદાનુભવ આપણી અપેક્ષાના સંદર્ભમાં આપણે જોવો–મૂલવવો ઘટે. મારું લક્ષ્ય તો છે મારા સમેત સૌ કોઈનો – સૃષ્ટિ સમગ્રનો કોઈ ને કોઈ રીતે પર્યાય કે સંકેત થઈ શકે એવું વાઙ્મય નિબંધન કરવાનું – નિબંધ-સર્જન કરવાનું. દિલથી જેમ ઘર ઘરનો ખેલ માંડે છે એમ મારે મારા શબ્દનો ખેલ માંડવાનો રહે છે. જે રમાયું તે જ પમાયું. બાકીની આળપંપાળ તો, ભાઈ, રમતાં રમતાં ધૂળ ઊડે એવી જ માનવી સારી મારાં પગલાં નાનાં છે, મારી યાત્રા ટૂંકી છે; છોટીમોટી મુશ્કેલીઓનો આખો ગંજ સામે છે, પરંતુ હારી ખાવાની મારી તૈયારી નથી જ. જન્મ્યા સાથે જે વાત વળગી છે તે ભલે એની રીતે, એની રૂપમુદ્રાઓ અને રંગચ્છટાઓ દાખવતી આયુષ્યના અંત પર્યંત આપણને વળગેલી રહે. આપણે તો જીવવું —બને તેટલી સભરતાથી, સાનુકૂળતાઓ સાધીને, લખતાં–વાંચતાં, સર્જતાં–વિસર્જતાં–વિસર્જતાં-સર્જતાં જીવવું એ જ પ્રયોજન છે. એ પ્રયોજને

કેટકેટલા ઉધામા કરીએ છીએ! ભ્રાંતિ હોય તો ભ્રાંતિ, નશો હોય તો નશો, ટેવ હોય તો ટેવ અને ખૂજલી હોય તો ખૂજલી; શબ્દો સાથે આપણું સાહજિક બનતર છે, લેણું છે. એની સાથે આપણને ફાવતું આવ્યું છે તો ભલે એની સાથેનો આપણો ખેલ ચાલતો રહે. અલબત્ત, ખેલ ખેલનાં ગણિત પોતપોતાનાં હોવાનાં. લાગણીના લપસણીઓ અને તર્કની તાંત એમા હોવાની. ભલે! કોઈક રીતે આપણે આપણાથી બંધાયેલા રહીએ છીએ — કોઈક રીતે શબ્દના સહકારે — સથવારે આપણને આપણા આત્મનિબંધમાં અનુકૂળતા અને આસ્વાદ રહે છે અને એ ઘણું છે આપણા માટે.

આમ જુઓ તો एकमेव-ની પ્રતીતિ સાથે નિર્મમ એકાકીપણાની અને વિફળ લાગતી એકાંતપણાની ભાવના આપણી આ લૌકિક સર્જનધાતુને ભીંસે છે તો બીજી બાજુથી એ ભીંસ સામે આપણી જ ચેતનાના સાતત્ય પર નિર્ભર સદ્-ભૂતિની ભાવના શ્રદ્ધા બળ પૂરે છે આપણાથી આમતેમ ઊંધારો, ઉપરતળે થવાશે, સરવાળા—બાદબાકીઓ પણ થશે, પરંતુ છેવટે તો ત્રાજવાની દાંડીની જેમ આપણી आत्मनि स्थितिः — સ્વસ્થતા અક્ષુબ્ધ રહેનાર છે. ઠોકરો તો અવારનવાર વાગતી રહે છે ને વાગશે, પરંતુ ધરતી પરથી ઊથલી પડાય એવી ઠોકર તો નથી જ આવવાની એવો એક પરમ વિશ્વાસ મનમાં છે. એ વિશ્વાસે તો આપણાં વહાણ આ અનંત મહોદધિમાં ચાલતાં રહે છે. અજર—અમર હોઈએ એવા ભાવથી આપણું શબ્દાર્થનું — કલાર્થનું સંધારણ—સંવનન ચાલતું રહે છે, અને એમાંથી અનાયાસ નીપજી આવે છે અવનવી વાકૃતરેહો — કોઈ કવિતાના રૂપે હોય છે તો કોઈ નાટકના રૂપે, કોઈ કથાના રૂપે તો કોઈ નિબંધના રૂપે.

આપણને સર્જકોને તો ખેલના પ્રકારમાં હોય છે તેથી અદકેરો રસ ખેલની પ્રકૃતિમાં હોય છે. શબ્દની આંગળીએ, શબ્દની પ્રેરણાએ, અનાગ્રહ-ભાવે, સ્વૈરપણે અજ્ઞાતમાં વિહરવાની અને વિસ્તરવાની મોજ હોય છે. એ મોજ જો લલિત નિબંધમાંથી મને ન લાધત તો એના ખેલમા હું પડત જ નહીં. લલિત નિબંધની ભાષામાં જેમને લાલિત્ય શોધવું હોય તે ભલે શોધે. ઝણકાર તો પગના ઘૂઘરાનો છે, બરોબર; પરંતુ એ ઝણકાર કેવળ ઘૂઘરાને જ કારણે છે એમ કહેવું પૂરતું નથી. ઘૂઘરાના ઝણકારનું મૂળ તો ઘૂઘરા બાંધનારની નૃત્યચેતનામાં રહેલું છે. મને ઘૂઘરાના ઝણકારમાં ભારે લગાવ છે, પરંતુ એ ઘૂઘરા ઝણકતા રહે એવી પરિસ્થિતિ માટેય મને સતત સભાનતા રહે છે. ઘૂઘરા ઝણકાવનારી વૃત્તિસ્ફૂર્તિ — પ્રવૃત્તિ અને પરિસ્થિતિ ઉત્તરોત્તર

વધુ ને વધુ પ્રોત્સાહક થાય એની જો હું મથામણ કરતો રહું તો તેથી ઘૂઘરાના ઝણકારમાં રસ ધરાવનાર સૌને આનંદ થવો જોઈએ.

કેટલીક વાર આપણે આપણા અહંકારથી બંધાઈને નાના અને ક્ષુદ્ર થતા હોઈએ છીએ. ભેદબુદ્ધિનાં કોટ ખડા કરીને આપણે જ આપણને રૂંધતા હોઈએ છીએ. આપણે એટલું તો જાણવું જ જોઈએ કે જે મહેલમાં આપણો નિવાસ છે તેનોય પરિચય આપણને પૂરતો નથી. અનેક લોકો આપણા મહેલ વિશે જાતભાતની તિલસ્મી વાતો ચલાવે છે. કહે છે કે આપણા મહેલને અનેક ભોંયરા છે, અનેક ગુપ્ત માર્ગો છે. એમાં જાતભાતના અનેક ખજાના છે. આપણે એ સકૌતુક સાંભળતા રહીએ છીએ. વિરોધ કરવાની વૃત્તિ નથી તેમ તેનો અનુરોધ કરવાની ઉતાવળ નથી; કેમકે જે કંઈ મહેલ વિશે જાણ્યું છે તે અધૂરું હોવાની પતીજ છે. અને અધૂરપ એ કેવું કઠોર બંધન છે તેની સર્જકો–ભાવકોને તો જાણ હોય જ.

આપણું શબ્દ–નિબંધન મુક્તિલક્ષી વ્યાપાર છે. શબ્દને બાંધવા છતાં, એ રસમય બંધને જ શબ્દમાં નિહિત એક સૂક્ષ્મ (આકાર) બિન્દુ ઊઘડતું–વિસ્તરતું નિજી આકાર-મુદ્રા ધારણ કરતું લહાય છે. એ આકારદર્શને સમસ્ત સૃષ્ટિમાંના કોઈ નિગૂઢ સર્જનવ્યાપારની આપણને હૃદયંગમ ઝાંખી કરાવી રહે છે, એ ઝાંખી થતાં દેહાત્મભાવે આ ધરાતલ પર ઉપસ્થિત થયાની–ગતિશીલ થયાની સાર્થકતા આપણને ઉલ્લસિત કરી રહે છે. શબ્દમાં કશુંક બાંધવા જતાં આપણે આપણને સર્જનાત્મક રીતે બાંધતા જઈએ છીએ, ઘૂંટતા જઈએ છીએ ને તેય એવી રીતે કે આપણામાંથી કોઈ અપૂર્વ મધુરસનો સ્રાવ થાય છે; તેનો આસ્વાદ વળી વળીને લેવા જ નિબંધમાં બંધાઈને નિબંધની પાર નીકળવાની સતત મથામણ કરતા રહીએ છીએ. એ રસાત્મક મથામણનાં જે પાંચપચીસ પગલાં તે જ આ આપણી પાંચ-પચીસ સર્જનકૃતિઓ–નિબંધો. ખરું લક્ષ્ય તો નિબંધમાં રહીને જ નિબંધની બહાર, નિબંધની પાર મને સતત ખેંચતું રહ્યું છે. જોઈએ, શું થાય છે આપણું ?

તા. ૨૧–૧૨–૧૯૮૫



# સાહિત્યમાં સાતત્ય અને પરિવર્તન*

સુરેશ દલાલ

પહેલી વાત તો એ સમજવી અને સ્વીકારવી જોઈએ કે સાતત્ય એનું જ હોય છે કે જેનું ક્યાંક કોઈક પ્રારંભબિંદુ હોય. આપણે અત્યારે પ્રારંભબિંદુની તલાશમાં નથી. સાતત્યને કારણે આપણી આંખ સમક્ષ સાહિત્યનો જે પ્રવાહ વહ્યા કરે છે એના વિશે વાત કરવી છે. પ્રવાહની પણ અનેક ગતિવિધિ હોય છે. એના પણ ચહેરા અને મહોરાં હોય છે. ક્યારેક પ્રવાહમાં દ્રુત ગતિ વરતાય તો ક્યારેક વિલંબિત. ક્યારેક ગતિનો આભાસ જ હોય અને એને આપણે ગતિ કહી બેઠા હોઈએ. ક્યારેક આપણને એમ લાગે કે ગતિ નથી, નરી સ્થિરતા છે, પણ એ સ્થિરતાની પાછળ ગતિનો કોઈ સુપ્તગુપ્ત ધબકારો હોય અને એને કદાચ આપણો બહેરો કાન ઓળખવામાં ભૂલ કરી બેસે.

સાતત્ય અને પરિવર્તન વચ્ચે, આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ, પુનરાવર્તનનો એક તબક્કો છે, છે અને છે. આનાથી અકળાઈ જવાની જરૂર નથી. વ્યક્તિના પ્રદાનનું સાતત્ય હોય કે યુગના પ્રદાનરૂપે સાતત્ય હોય, પુનરાવર્તનને એક અનિવાર્ય તબક્કા તરીકે ઓળખી લઈએ અને એક નક્કર હકીકત તરીકે સ્વીકારી લઈએ તો સંઘર્ષની ભૂમિકા નહીં રહે; પણ સંઘર્ષની પાર રહેલી, સમજણથી પવિત્ર થયેલી વિવેચનની ભૂમિકા રહેશે. સાહિત્યના ક્ષેત્રમાં સાતત્ય, પુનરાવર્તન અને પરિવર્તનને કારણે ઉત્પત્તિ, સ્થિતિ, લય અને નવ્ય ઉદય સંકળાયેલાં છે. અહીં લયનો અર્થ, જે ઉત્તમ છે એ નાશ પામ્યું છે, એમ નથી લેવાનો. જો નાશ પામે એવું હોય તો તે ઉત્તમ કેમ કહેવાય? આજે કોઈ કાન્તની જેમ ખંડકાવ્ય ન લખે કે ન લખી શકે, એનો અર્થ એવો નહીં કે કાન્તનાં ખંડકાવ્યો નાશ પામ્યાં છે, પણ ખંડકાવ્યનું એ સ્વરૂપ, એવું ને એવું સ્વરૂપ આજે ટક્યું નથી, એ સત્ય આપણે સ્વીકારવું રહ્યું. એ ટક્યું હોત તો સાહિત્યને

* કવિતા પૂરતો જ આ વિષય સીમિત કર્યો છે.

લાભ થાત કે ગેરલાભ એ જો અને તો–ની વાતો છે; પણ એ સ્વરૂપ નવે નામે અને નવે રૂપે 'બાહુક' જેવી કૃતિઓમાં મળી શકે. સમજાય એવું છે કે અહીં કોઈ પ્રતિભાની સરખામણીની વાત નથી.

પુનરાવર્તનનાં પણ એકથી વિશેષ સ્તરો હોય છે. કોઈકે કશોક નવો વળાંક આપ્યો, પણ એ વળાંકનું જોઈએ એટલું ઉત્તમ પરિણામ ન આવ્યું હોય, પછી ક્યારેક એનો એ સર્જક કે અન્ય કોઈ સર્જક એ વળાંકને ઘૂંટતાં ઘૂંટતાં કોઈ એવો તંતુ પકડી શકે કે જેનાથી એ વળાંકને કારણે કશુંક ઉત્તમ નીપજી પણ શકે. આ વળાંક કે નવીનતા સાથે વિષય સંકળાયો હોય, સ્વરૂપ સંકળાયું હોય, અભિવ્યક્તિની નવી તરાહ સંકળાયેલી હોય, કશાંક નવાં વલણો પણ પ્રવેશ્યાં હોય, પુનરાવર્તનની સાથે એકનું એક ઘૂંટવાનું, એનું એ ઘૂંટવાનું, એની એ રીતે ઘૂંટવાનું, પણ ઘૂંટવાની આ પ્રક્રિયા જો કાયમનું જડમૂળ ઘાલી બેસે તો એ ઢાંચો થઈ જાય અને જાગ્રત સર્જકે, જાગ્રત યુગે એમાંથી છૂટવાનું હોય. એક જમાનામાં વર્તુળાકારે ઉપર લઈ જતા દાદરાઓ આપણે જોયા છે; પુનરાવર્તનની ગતિનું આવું પણ એક સ્વરૂપ છે અને સિલિંગ ફેનની જેમ ફરતું ફરતું અને ફરીફરીને થાકતું અને ગતિ છતાંયે ક્યાંય ન લઈ જતું એવું એક વિરૂપ પણ છે.

મોટે ભાગે આપણે વિવેચન અભિપ્રાયો આપીને જ કરતા હોઈએ છીએ અને યોગ્ય સંદર્ભ વિના જ વાતો થતી હોય છે. એકતા, એકસૂત્રતા, એકવાક્યતા અને એકવિધતાના ભેદ આપણે ઝીણવટપૂર્વક જોતા નથી. આ ભેદને જો ઝીણવટપૂર્વક જોઈએ તો જ આપણને પુનરાવર્તનના સ્તરનો અને પરંપરાના પ્રવાહમાંથી પ્રગટેલી પરિવર્તનની વિદ્યુતશક્તિનો સૂક્ષ્મ ખ્યાલ આવી શકે.

જેનામાં સભાનતા નથી હોતી, જાગૃતિ નથી હોતી તે પોતાના જ પુનરાવર્તનથી કુંઠિત થાય છે. પોતે જ પોતાની રચનાઓની થપ્પીઓ દ્વારા પોતાની કબર રચે છે. એક જ લઢણનાં ગીતો લખતાં હોઈએ અને એમાં સંખ્યાનો ઉમેરો થતો જાય તો ભરવસંતે કોયલ પોતાના જ ટહુકાથી પોતાનું જ ગળું ભીંસી નાખતી હોય એમ લાગે. માયકોવ્સ્કીની એક પંક્તિ યાદ આવે છે :

'I mastered myself and trod on the throat of my very own song.'

જે સર્જક સહેલાઈથી રાજી રાજી થઈ જાય છે એ કશું નવું કરી શકતો નથી.

પરિવર્તન હંમેશાં સફળ જ ન હોય, પણ એની નિષ્ફળતા પુનરાવર્તનની કહેવાતી સફળતા કરતાં વધુ આવકારદાયક છે.

પરિવર્તન એટલે પરંપરાનો દ્રોહ નહીં, પરિવર્તન એટલે પરંપરાની સામે ઉગામેલી મુઠ્ઠી નહીં. પરિવર્તન એટલે સાહિત્યિક ક્રાંતિ નહીં, રેવોલ્યૂશન નહીં, પણ પરિવર્તન એટલે વળાંક : પણ આ વળાંક એટલે કેવળ આંચકો નહીં, કેવળ આઘાત નહીં.

જે પરિવર્તન સાહિત્યમાં દેખાય છે કે આવે છે, એ દરેક યુગની ચેંજ ઑફ વેલ્યુઝને કારણે છે. આધુનિકતા પણ આંતરિક અનિવાર્યતામાંથી પ્રગટ થવી જોઈએ.

તમે પરંપરાનો ત્યાગ કરો અથવા એને નકારો એનો અર્થ એવો થયો કે તમે તમારા પૂર્વજોની બાદબાકી કરો છો. આપણે આપણો સરવાળો ભલે કરીએ, પણ પૂર્વજોની બાદબાકી કરીને નહીં.

પરંપરાની તિજોરી પર સાપ થઈને બેસાય નહીં. એને ખોલવા માટેની આપણી પાસે ચાવી હોવી જોઈએ. પરંપરા એટલે રૂઢિ કે ઢાંચો નહીં, પણ પૂર્વજનો વારસો. એ વારસો વાપરવાનો એને જ અધિકાર છે, જે એમાં કશુંક ઉમેરે, પણ વેડફે નહીં.

આધુનિક દેખાવું અને આધુનિક હોવું એ બંને વચ્ચે ભેદ છે. Modernity is In the fresh expression of the intense experience felt in a different unusual way.

ઉછીના ઇઝમ્સથી દહાડો નથી વળતો. દીકરાને દત્તક લઈએ ત્યારે પણ એનો સંસ્કારવિધિ કરવો પડતો હોય છે. આપણે કોઈ પણ સંસ્કાર કર્યા વિના કશુંય પણ ઉછીનું લઈએ છીએ અને એને આધુનિક કહી બેસીએ છીએ. એક એવા ભ્રમમાં પણ જીવીએ છીએ કે જે પશ્ચિમમાં લખાય છે અને એનું અનુકરણ કરાતું હોય કે ચાળા પડાતા હોય તો તે આધુનિકતામાં ખપી જાય છે, અને જે પૂર્વના સંસ્કારથી લખાય છે, તે પરંપરાગત છે. આપણે આધુનિક છીએ એનો અર્થ એવો નહીં કે આપણે મૂળ વિનાનાં છીએ. આધુનિકતા પણ અંતે તો મૂળમાંથી ઊગેલા વૃક્ષને લાગેલું ફળ છે. જે લોકો પરિવર્તનને નામે કેવળ વૈવિધ્યનો આગ્રહ રાખે

છે, એ લોકો પણ એક વાતને ભૂલી જાય છે કે કુદરતમાં પણ એવું એકેય વૃક્ષ નથી કે જેમાં એકસાથે આંબો, ગુલમહોર, કેસૂડો, ગુલાબ, મોગરો, ચંપો બધું હોય. ખરેખર તો વિવિધતાનો અનુભવ કરવો હોય તો વ્યક્તિનું કે યુગનું સર્જન બગીચા જેવું હોવું જોઈએ અને બગીચો કહીએ છીએ ત્યારે એની સાથે માળીની માવજત પામેલાં અનેક પ્રકારનાં અનેક વૃક્ષો, ફૂલો સંકળાયેલાં હોય છે. અને એનાં વાતાવરણમાં પક્ષીઓ, સરોવર, ફુવારા, હોજ કશું પણ હોઈ શકે. આધુનિકતા કે નવીનતા કેવળ શૂન્યાવકાશમાંથી નથી આવતાં, પણ પરંપરામાંથી જ પ્રગટે છે. પરંપરા એ પ્રવાહ છે, આધુનિકતા એમાંથી પ્રગટેલી શક્તિ છે. પરંપરા ને આધુનિકતા એકમેકને કારણે છે ને એકમેકના થકી છે.

પરંપરાનું શીર્ષાસન એ આધુનિકતા નથી. આધુનિકતાનો આધાર Modern sensibility પર છે.

આધુનિકતા, નવીનતા, અદ્યતન, સદ્યતન આ બધાં આપણે સમય પ્રમાણે અને સગવડ પ્રમાણે આપેલાં લેબલ્સ છે. નવીનતા એટલે સાહિત્યમાં પ્રવર્તતી ફૅશનની ગુલામી નહીં.

આધુનિકતા સાથે ખરેખર તો સાહિત્યના ઇતિહાસથી પવિત્ર થયેલી સમજણભરી પરિપકવતા હોવી જોઈએ. પણ કમભાગ્યે આપણે ત્યાં આધુનિકતા સાથે ઉછાંછળાપણું, છીછરાપણું, વિદ્રોહ અને મૂર્તિખંડન – આ બધું સંકળાયું છે. બંગાળી કવિ સુનીલ ગંગોપાધ્યાયે એમની એક મુલાકાતમાં જે મને કહ્યું હતું એનો સારાંશ રજૂ કરું છું :

'એમના જમાનાની નવી કવિતા ટાગોરની કવિતાના પ્રત્યાઘાતમાંથી જન્મી હતી. જીવનાનંદ દાસ સાચા કવિ, પણ એ એકલવાયા હતા, એટલે કોઈ આંદોલનના નેતા ન થઈ શકે, એટલે જ્યારે ટાગોરની કવિતા વિરુદ્ધ જે નવું આંદોલન હતું એમાં બુદ્ધદેવ બસુ ઇત્યાદિ સાથે એમનું નામ જોડાયું. આ વાત કરતાં એમણે એક સરસ વાત કહી: ટાગોરની વિરુદ્ધના કવિઓ એ જમાનામાં બહાર જઈને ટાગોરને ગાળ દે પણ ઘરમાં બેઠાં એમની જ કવિતા વાંચે, ગાય અને માણે. આ નવા કવિઓનો ઊહાપોહ હકીકતમાં તો ટાગોરને સામાન્ય માણસ સાથે પરિચય નથી અને ટાગોર કોઈ ચંદનમહેલમાં રહે છે, એને કારણે અને બીજું કારણ એમની ભવ્ય પ્રતિમા. આ પ્રતિમા આગળ જો અન્ય કવિએ ઊભા રહેવું

હોય તો આવું છમકલું કરીને મૂર્તિખંડનનો નિષ્ફળ પ્રયત્ન થતો. હજી પણ કવિઓ ટાગોરને અદબથી જુએ છે.

આ સાથે કવિ સુન્દરમ્‌નું નવીનો પ્રત્યેનું ઉદાર વલણ પણ ઉવેખવા જેવું નથી :

મને યાદ છે એ રીતે એક પ્રસંગ કહું છું. વીસબાવીસ વર્ષ પહેલાંની વાત છે. આપણા એક કહેવાતા આધુનિકે સુન્દરમ્‌ને છંછેડવા કહ્યું હતું કે આ તમારી પ્રેરણાપ્રેરણાની વાતો ખોટી છે. પ્રેરણા આવે ને કવિતા લખાય એવું અમે માનતા નથી. સુન્દરમે એવો જવાબ આપ્યાનું યાદ છે કે માની લો કે હું ગુલાબ જોઈને inspire થાઉં અને કોઈક ઑપરેશન ટેબલ નીચે રહેતી કિડની-ટ્રેમાં લોહીપરુવાળા રૂને જોઈને inspire થાય ને કવિતા લખે તો એની સામે મારો વાંધો નથી. મતલબ કવિતા સાથે હોવી જોઈએ, કોઈ પ્રેરણાથી લખે કે કોઈ અ-પ્રેરણાથી કે સંકલ્પથી પ્રેરાઈને લખે પણ કવિતા મળવી જોઈએ.

પરંપરામાં રહીને પરંપરાને ઓળખી ગયેલા અને આધુનિકતાના ચોકઠાને પણ સમદૃષ્ટિથી પામી ચૂકેલા રવીન્દ્રનાથની વાણી પણ સાંભળવા જેવી છે :

રવીન્દ્રનાથે આધુનિક કવિતાની આલોચના કરતાં કહ્યું છે : 'કોઈ સ્રીના સુંદર હાસ્યની ખબર જો કોઈ કવિના લખાણમાંથી મળતી હોય તો આપણે કહીશું કે એ ખબર આપવા જેવી છે ખરી, પરંતુ ત્યાર પછી તરત જ જો એવું વર્ણન આવે કે ડેન્ટિસ્ટ આવ્યો, તેણે તેના યંત્ર વડે તપાસીને જોયું તો એ સ્રીના દાંત સડી ગયેલા હતા, તો કહેવું પડે કે એ પણ ખબર તો છે, પરંતુ સૌ કોઈને બોલાવી બોલાવીને કહેવા જેવી ખબર નથી. જો કોઈ માણસમાં એ વાતનો પ્રચાર કરવાની જ વધારે ઇન્તેજારી જોવામાં આવે તો વહેમ જવાનો કે એનો સ્વભાવ પણ સડી ગયો છે.

આ સંબંધમાં કોઈ કદાચ એમ કહે કે સારું લાગવું જેમ સત્ય છે, તેમ ખરાબ લાગવું એ પણ સત્ય છે. મોતી જેવા દાંતોની હાર વિશે જો કવિતા લખી શકાય તો સડી ગયેલા દાંતની કુરૂપતા પણ કવિતાનો વિષય કેમ ન બની શકે? કદી બને જ નહિ એવું નથી. કવિ નિરાસક્ત નજરે બંનેને જુએ અને બંનેની જ પોતાના કાવ્યમાં ઘોષણા

કરે, એમાં કોઈને વાંધો હોઈ શકે નહિ. વાંધો ત્યારે આવે જ્યારે આપણે જોઈએ કે આ યુગના કવિઓ ચારે કોર કેવળ સડેલા દાંત જ જોવા પામે છે, કોઈનું સુંદર હાસ્ય તેમની નજરે પડતું નથી. આધુનિકતાની સામે રવીન્દ્રનાથની એક ફરિયાદ એ હતી કે, આધુનિકો નૈવ્યર્થક્તિકતા–બિનંગતતાનો દાવો કરે છે, પણ તેમની દૃષ્ટિ બિલકુલ બિનંગત છે જ નહિ, કુત્સિત પ્રત્યે તેમને રીતસરની આસક્તિ છે, અને વિશ્વ પ્રત્યેનો આ ઉદ્ધત અવિશ્વાસ અને નિન્દાની દષ્ટિ એ પણ આકસ્મિક વિપ્લવમાંથી જન્મેલો એક પ્રકારનો વ્યક્તિગત ચિત્તવિકાર છે.'*

અનુભવ સર્જકનો તદ્દન અંગત હોય તોપણ એણે કલારૂપે પ્રગટ થવું હોય તો એ જાણે કે બિન-અંગત ભૂમિકાએ પ્રગટ થાય એમાં એનું ઔચિત્ય વિશેષ છે. અનુભવ તદ્દન વૈયક્તિક હોઈ શકે. દા. ત. :

### જૂનું ઘર ખાલી કરતાં

ફંફોસ્યું સૌ ફરીફરી અને હાથ લાગ્યુંય ખાસ્સું :
જૂનું ઝાડુ, ટૂથ બ્રશ, વળી લક્સ સાબુની ગોટી,
ખોખી શીશી, ટિનનું ડબલું, બાલદી ફૂટી ખફાણી,
તૂટયાં ચશ્માં, ક્લિપ, બટન ને ટાંકણી સોય–દોરો!
લીધું દ્વારે નિત લટકતું નામનું પાટિયું, જે
મૂકી ઊંધું, સુપરત કરી, લારી કીધી વિદાય.
ઊભાં છેલ્લી નજર ભરીને જોઈ લેવા જ ભૂમિ,
જ્યાં વિતાવ્યો પ્રથમ દસકો મુગ્ધ દામ્પત્ય કેરો;
જ્યાં દેવોના પરમ વર શો પુત્ર પામ્યાં પનોતો
ને જ્યાંથી રે કઠણ હૃદયે અગ્નિને અંક સોંપ્યો!
ફોલેથી જે નીકળી સહસા ઊઠતો બોલી જાણે :
'બા–બાપુ! ના કશુંય ભૂલિયાં, એક ભૂલ્યાં મને કે?'
ખૂંચી તીણી સજલ દગમાં કાચ કેરી કણિકા!
ઊપાડેલાં ડગ ઉપર શા લોહ કેરા મણીકા!

—બાલમુકુંદ દવે

*

---

* અબૂ સઈદ ઐયૂબ : નગીનદાસ પારેખ.

## સોનચંપો

રંકની વાડીએ મોર્યો સોન રે ચંપાનો છોડ:
અમને ન આવડયાં જતન જી!
ઉપર અમ ભોમકામાં શેનાં રે ગોઠે, જેનાં
નંદનવન હોયં રે વતન જી?
વણઝારની છાતી કરીએ, તોય રે દુલારા મારા!
ધીરે જીવન કોરે ઘાનાં ઘારાં જી:
કૂવાને થાળે જેવા કાથીકેરા દોરડાના–
થોડે થોડે લાગે રે ઘસારા જી!
દેશ રે ચડે ને જેવો અંધારે ભમતો પન્થી
ગામની ભાગોળે સારી રાત જી:
ઘરની ઓસરીએ તેવી. ઠેબાં રે ખાતી તું વિણ
બાવરી બનેલી તારી માત જી!
બાવળની કાંટ્ય જેવી ભવની ભુલામણીમાં
આરે કાંઠે ઝૂરે મા ને તાત જી!
સામે રે કાંઠે તારા દેવી બગીચા બેટા!
વચ્ચે આડા આંસુના અખાત જી!

– બાલમુકુંદ દવે

*

અનુભવ કેવળ સમકાલીન હોઈ શકે. દા. ત.:

## છેલ્લો કટોરો

[ ગોળમેજી પરિષદમાં જતી વેળા ]

છેલ્લો કટોરો ઝેરનો આ: પી જજો, બાપુ!
સાગર પીનારા! અંજલિ નવ ઢોળજો, બાપુ!
અણખૂટ વિશ્વાસે વહ્યું જીવન તમારું:
ધૂર્તો–દગલબાજો થકી પડિયું પનારું:
શત્રુ તણે ખોળે ઢળી સુખથી સૂનારું:
આ આખરી ઓશીકડે શિરે સોંપવું, બાપુ!
કાપે ભલે ગર્દન: રિપુ–મન માપવું, બાપુ!
સુર–અસુરના આ નવયુગી ઉદધિ–વલોણે,

શી છે ગતાગમ રત્નના કામી જનોને?
તું વિના, શંભુ! કોણ પીશે ઝેર દોણે?
હૈયા લગી ગરવા ગરલ ઝટ જાઓ રે બાપુ!
ઓ સૌમ્ય-રૌદ્ર! કરાલ-કોમલ! જાઓ રે બાપુ!
કહેશે જગત: જોગી તણા શું જોગ ખૂટ્યાં?
દરિયા ગયા શોષાઈ? શું ઘન-નીર ખૂટ્યાં?
શું આભ સૂરજ-ચંદ્રમાના તેલ ખૂટ્યાં?
દેખી અમારાં દુઃખ નવ અટકી જજો, બાપુ!
સહિયું ઘણું, સહીશું વધુ: નવ થડકજો બાપુ!
ચાબૂક, જપ્તી, દંડ, ડંડા મારના,
જીવતાં કબ્રસ્તાન કારાગારનાં,
થોડાઘણા છંટકાવ ગોળીબારના—
એ તો બધાંય જરી ગયાં, કોઠે પડ્યાં બાપુ!
ફૂલ સમાં અમ હૈડાં તમે લોઢે ઘડ્યાં, બાપુ!
શું થયું—ત્યાંથી ઢીંગલું લાવો ન લાવો!
બોસા દઈશું—ભલે ખાલી હાથ આવો!
પીશું તારે કંઠ રસબસતી ભુજાઓ!
દુનિયા તણે મોંયે જરી જઈ આવજો, બાપુ!
હમદર્દીના સંદેશડા દઈ આવજો, બાપુ!
જગ મારશે મેણાં: ન આવ્યો આત્મજ્ઞાની!
ના'વ્યો ગુમાની—પોલ પોતાની પિછાની!
જગપ્રેમી જોયો! દાઝ દુનિયાની ન જાણી!
આજાર માનવ-જાત આકુલ થઈ રહી, બાપુ!
તારી તબીબી કાજ એ તલખી રહી, બાપુ!
જા, બાપ! માતા આખલાને નાથવાને,
જા વિશ્વહત્યા ઉપર જળ છાંટવાને,
જા સાત સાગર પાર સેતુ બાંધવાને—
ઘનઘોર વનની વાટને અજવાળતો, બાપુ!
વિકરાળ કેસરિયાને પંપાળતો, બાપુ!
ચાલ્યો જજે! તુજ ભોમિયો ભગવાન છે, બાપુ!
છેલ્લો કટોરો ઝેરનો પી આવજે, બાપુ!

**—ઝવેરચંદ મેઘાણી**

સમકાલીન ઘટનાઓમાં રહેલા ચિરકાલીન તંતુને પણ જાગ્રત કલાકાર **પકડી શકે દા. ત.:**

## બળતાં પાણી

નદી દોડે, સોડે ભડભડ બળે ડુંગરવનો:
પડે ઓળા પાણી મહીં, સરિત હૈયે સળગતી.
ઘણું દાઝે દેહે, તપી તપી ઊડે બિંદુ જળનાં.
વરાળો હૈયાની પણ મદદ કૈં ના દઈ શકે.
જરી થંભી જોને ઊછળી, દઈ છોળો તટ પરે
પહાડોને છાંટી શીતળ કરવાનું નવ બને.
અરે! જે પ્હાડોએ નિજ સહુ નિચોવી અરપિયું
નવાણોમાં, તેને સમય પર દૈ બુંદ ન શકે.
કિનારાની આંકી જડ કઠણ માઝા કયમ કરી
ઉથાપી-લોપીને સ્વજનદુખને શાંત કરવું ?
નદીને પાસેનાં સળગી મરતાંને અવગણી
જવું સિંધુ કેરા અદીઠ વડવાગ્નિ બૂઝવવા!
પછી ત્યાંથી કો દી જળભર ભલે વાદળ બની,
વહી આવી આંહી ગિરિદવ શમાવાનું થઈ રૂહે!
અરે! એ તે ક્યારે? ભસમ સહુ થૈ જાય પછીથી ?

—ઉમાશંકર જોશી

અને અનુભવ વૈયક્તિકથી વૈશ્વિક સુધીનો પણ હોઈ શકે. દા

## ફરવા આવ્યો છું

હું તો બસ ફરવા આવ્યો છું!
હું ક્યાં એકે કામ તમારું કે મારું કરવા આવ્યો છું?
અહીં પથ પર શી મધુર હવા
ને ચ્હેરા ચમકે નવા નવા!
—રે ચહું ન પાછો ઘેર જવા!
હું ડગ સાત સુખે ભરવા અહીં સ્વપ્નમહીં સરવા આવ્યો છું!
જાદુ એવો જાય જડી
કે ચાહી શકું બે ચાર ઘડી
ને ગાઈ શકું બે ચાર કડી
તો ગીત પ્રેમનું આ પૃથ્વીના કર્ણપટે ધરવા આવ્યો છું!
હું તો બસ ફરવા આવ્યો છું!

—નિરંજન ભગત

આ બધા જ અનુભવો ક્રમમાં ક્રમ બે પરિસ્થિતિમાંથી થતા હોય છે. સર્જક જે યુગમાં જીવે છે એ યુગનું વાતાવરણ અને સર્જક જે યુગમાં લખે છે એ યુગના સાહિત્યનું વાતાવરણ. આ બંનેથી કેટલા પ્રભાવિત થવું અને કેટલા અલિપ્ત રહેવું એનો આધાર સર્જકની પોતાની કોઠાસૂઝ પર અને એની સંજ્જતા પર છે. એવા પણ સર્જકો હોઈ શકે કે જે આ બંને પરિસ્થિતિની અસરથી તદ્દન આઘા, અળગા અને અલિપ્ત હોય.

રાજેન્દ્ર શાહનો 'ધ્વનિ' ૧૯૫૧માં પ્રગટ થયો ત્યારે, ઉમાશંકરે સમીક્ષામાં લખ્યું હતું કે :

સૌંદર્ય–રસ – માટેના આગ્રહની પ્રક્રિયા ત્રીશીમાં જ શરૂ થઈ ચૂકી હતી, પણ ૧૯૪૦માં તો તે સ્ફુટ થઈ ચૂકી છે રાજેન્દ્ર રાષ્ટ્રીય કે સામાજિક પ્રવૃત્તિઓથી અલિપ્ત નથી રહ્યા, અને ફિલસૂફીના સ્નાતક હોવા છતાં વ્યવસાયથી તદ્દન વ્યવહારુ ગણાય એવા નાનાનાના વેપાર ઉદ્યોગ સાથે જોડાયલા રહ્યા છે. સંસારને અનેક બિંદુએ સ્પર્શવાનો એમને પ્રસંગ મળ્યા કર્યો છે. છતાં 'ધ્વનિ'ની સમૃદ્ધિમાં યુગની મહાન ઘટનાઓનો સીધો ફાળો કેટલો નહિવત્ છે! ૧૯૪૨ની લડત, બીજું વિશ્વયુદ્ધ, અણુબૉમ્બ, બંગાળનો દુષ્કાળ, કાળાં બજાર, હિંદની સ્વાતંત્ર્ય-પ્રાપ્તિ, ભાગલા પછીના હત્યાકાંડ, ગાંધીજીની હત્યા – કેવા મોટા બનાવો બન્યા છે! પણ 'ધ્વનિ'માં એનો સીધો પડઘો નથી. આ સંગ્રહ જાણે કલાપ્રવાહની બહારથી જ પ્રગટી નીકળ્યો ન હોય!

જીવન, સર્જન અને વિવેચન આ ત્રણેમાં સાતત્ય, પુનરાવર્તન અને પરિવર્તન હોય છે, કોઈ પણ માણસ એમ ન કહી શકે, (સિવાય કે કૃષ્ણમૂર્તિ જેવા સંત–તત્ત્વજ્ઞાની) કે મારી આજની સવાર ગઈ કાલ કરતાં જુદી છે. ક્યારેક ન બનવાનું બને છે,—સુખદ કે દુઃખદ—એને અપવાદરૂપે રાખી શકીએ, બાકી તો આપણી જિંદગી એટલે...

મારે વહેલા જાગવાનું છે નોકરીએ ભાગવાનું છે ટપાલો વાંચવાની છે કાગળો લખવાના છે ફોન ઊંચકવાના છે સામે ઝીંકવાના છે લંચ અવર્સ ચુકવવાના છે બગાસાં ખાવાના છે સુરતી કાઢવાની છે ટાઈપીંગ કરવાનું છે ઓવરટાઈમ મેળવવાનું છે ત્યાંથી છૂટવાનું છે મિત્રોને મળવાનું છે નિંદામાં ભળવાનું છે રસ્તો સીધો છે બસ લાલ છે મકાન ચોરસ છે પૃથ્વી ગોળ છે ઘરે આવવાનું છે બૂટ ઉતારવાના છે ટાઈ કાઢવાની છે વાતો કરવાની છે જમવાનું છે પાણી પીવાનું છે ઘૂંટડા ગળવાના છે રેડિયો સાંભળવાનો છે

બત્તી બૂઝાવવાની છે પ્રેમ કરવાનો છે સૂવાનું છે સપનાંએ આવવાનું છે. રસ્તો દેખાતો નથી બસમાં જગા નથી મકાનને આકાર નથી સમય ગોળ છે ફરી પાછા પાછા ફરી જરી મરી મરી જરી ફરી ફરી વહેલા જાગવાનું છે જીવવાનું છે હા કહેવાની છે...ને, હસવાનું છે.

વિવેચનમાં મૂલ્યાંકનનાં ધોરણો બદલાતાં રહે કારણ કે જીવનમાં જે મૂલ્યપરિવર્તન આવે એનો પડઘો સાહિત્યમાં પડે અને કશુંક પરિવર્તન આવે ત્યારે વિવેચને પણ પોતાનો ઢાંચો થઈ ગયેલાં ધોરણો નવી કૃતિને યોગ્ય રીતે મૂલવવા માટે બદલવાં પડે.

પ્રયોગશીલતા અને આધુનિકતા એ સાહિત્યનો પોષાક નથી, પણ ત્વચા છે. ત્વચાના રંગનો આધાર લોહીના ભ્રમણ પર છે, પણ અનુભૂતિ એ એનો શ્વાસ છે. તમે બીજાથી જુદું કહો છો, એટલે હંમેશાં ઉત્તમ જ કહો છો, એમ પણ ન મનાય.

સર્જક પ્રયોગશીલ હોઈ શકે, પણ કેવળ પ્રયોગખોર નહીં. પરિવર્તન માટે પ્રયોગશીલતા અનિવાર્ય છે. પ્રયોગશીલતા એ કવિતામાં અંતિમ અને અફર શબ્દ નથી, એનું મૂલ્ય છે પણ એ જ મૂલ્યવાન નથી, એ સારસર્વસ્વ નથી, પ્રયોગશીલતા તારક પણ હોઈ શકે, મારક પણ હોઈ શકે અને પ્રેરક પણ હોઈ શકે. પ્રયોગશીલતામાં પ્રયત્ન ભલે હોય, પણ એણે પ્રતીતિ સહજતાની આપવી જોઈએ. પ્રયત્ન અને સહજતા એ બંને વિરોધી સંજ્ઞા હોય તોપણ સાહિત્ય પૂરતું એમાં સત્વ છે અને સત્ય છે. પ્રયોગ એ સર્જનનું અનિવાર્ય અંગ છે. Experimentનો સંબંધ Experience સાથે હોવો જોઈએ. યોગમાંથી પ્રયોગ આવવો જોઈએ, અખાડાવૃત્તિમાંથી નહીં, નવીનતા શબ્દ પણ જુનાના સંદર્ભમાં જ સાર્થક થાય છે.

આ જે બધી વાતો ફરી ઘૂંટીને કહેવા માટે મરાઠી ભાષાના એક સર્જક–વિવેચક કરંદીકરનાં છૂટાંછવાયાં નિરીક્ષણો અહીં રજૂ કરું છું :

"સામાજિક કે રાજકીય ક્રાન્તિનો પુરસ્કાર કરતી કવિતા એટલે કાવ્યક્રાન્તિ એમ સમજવું એટલે ભૂલભરેલું છે, એટલું જ એ બાબતનો પુરસ્કાર કરતી કવિતા ઓછી કાવ્યાત્મક હોય છે એમ માનવું એ પણ ભૂલભરેલું છે. કવિતાનું કાવ્યમૂલ્ય સંવેદનની જાતિ પર અવલંબતું નથી, પણ તેમાંથી વ્યક્ત થતા અનુભવની ઉત્કટતા પર, સામર્થ્ય પર

અને સંપન્નતા પર અવલંબે છે. પ્રેમકાવ્ય કે ગૂઢકાવ્ય એ કાવ્યપ્રકારોની અનુભૂતિની જેમ સામાજિક કવિતા પણ માનવમનની એક આદ્ય પ્રેરણા સાથે—સામૂહિક પ્રેરણા સાથે—સંબંધ હોય છે...સમાજ સાથે સહકંપ થવું એટલે વ્યક્તિએ પોતાનું સ્વાતંત્ર્ય નકારવું એમ નહિ. જીવંત સામાજિક સભાનતાને સમર્થ પ્રતિભાનો આધાર હોય તો તેમાંથી પણ સારું કાવ્ય નિર્માણ થઈ શકે એમ હું માનું છું. આ વિવેચન કરવાનું કારણ એ કે વિશુદ્ધ કાવ્ય અને સામાજિક કાવ્ય વચ્ચે એક ખાઈ છે એવી ઘણા પ્રતિષ્ઠિત સમીક્ષકોની સમજ છે. મારી કવિતા જીવનાનુભવના કોઈ પણ એક વિશિષ્ટ પ્રકારને અધિક કાવ્યાત્મક માનતી નથી. વાસનાના ઇન્દ્રિય-આવેગ, ભાવની ઉત્કટ પ્રતીતિ, ગૂઢ આધ્યાત્મિક આકર્ષણ, તત્ત્વચિંતનમાં મળતી અસ્વસ્થતા, વ્યક્તિના રૂપમાં સાકાર થતાં જીવનનાં ભેદક અને વેધક રૂપો, આ બધાંની સાથે જ સામાજિક વાસ્તવ અને તેની આંતરિક પ્રતિક્રિયા એ વિષય પણ તેણે પોતાનો માન્યો છે. વિશુદ્ધ અનુભવને તેણે ઊતરતો લેખ્યો નથી, પણ પોતાની આંખો પર વિશુદ્ધતાની અંધારી પણ બાંધી નથી."

"પ્રત્યેક પ્રતિભાશીલ કવિમાં થોડી ઘણી પ્રયોગશીલતા હોવી જ જોઈએ. એટલે જે નવા રસ્તા મને સાંપડચા તેમનો જ આગ્રહપૂર્વક, આવેશપૂર્વક અને યુયુત્સુવૃત્તિથી પુરસ્કાર કરતા રહેવું અને જૂના રસ્તા સર્વથા ત્યાજ્ય માનવા એ મારી કવિતાવૃત્તિને ક્યારેય અર્થપૂર્ણ લાગ્યું નથી. એ જ વાત કાવ્યાન્તર્ગત સંવેદના વિશે પણ. સંવેદનાના કોઈ પણ વિશિષ્ટ પ્રકાર વિશે મારી કવિતા આગ્રહી રહી નથી. તેનું એક પરિણામ એ આવ્યું કે મારી એકંદર કાવ્યનિર્મિતિમાં એક જ સુસંઘટિત વ્યક્તિત્વનું કે દૃષ્ટિકોણનું દર્શન અશક્ય થયું. એકસૂરી વ્યક્તિત્વ કાવ્યસમીક્ષકોને સગવડભર્યું હોય છે! માનવ અનુભૂતિ સર્વાંગથી ભોગવવાની મસ્તીમાં મારી કવિતાએ સમીક્ષકોની આવી અપેક્ષા વિરુદ્ધ પહેલેથી જ બંડ કર્યું. 'તે જનતા અપર છે' લખનાર કવિ 'ત્રિવેણી' કેવી રીતે લખે છે?"

"કલ્પનાસૃષ્ટિનો વિચાર ફગાવી દઈને કાવ્યનો રસાસ્વાદ કરવો એ લગભગ રંગનો વિચાર ફગાવી દઈને ચિત્રનો રસાસ્વાદ કરવા જેવું છે. પણ કલ્પન કાવ્યનો એક મહત્ત્વનો ઘટક હોય તોપણ તે કાંઈ કાવ્યનો એકમેવ ઘટક નથી."

"કાવ્યના કલાત્મક મૂલ્યમાપનમાં પ્રયોગશીલતાને પોતાનું એવું અંતિમ મૂલ્ય છે એમ હું માનતો નથી. પણ જ્યારે પ્રયોગશીલતાને લીધે કાવ્યના અંતરંગમાં અને આકારમાં કલોન્મુખ એવું પરિવર્તન થાય છે—એટલે જ સંવેદનની કક્ષાઓ વિસ્તરી જાય છે અને તે નવી સંવેદનાના સ્વરૂપ સાથે એકરૂપ એવો નવો ઘાટ પ્રતીત થવા માંડે છે—ત્યારે તે પ્રયોશીલતા કાવ્યના વિકાસને પોષક ઠરે છે. આ પ્રયોગશીલતાનું મૂલ્ય બે જુદા જુદા સંદર્ભમાં જોવું જોઈએ : કવિની પોતાની સંવેદના સમર્થપણે પ્રગટ કરવામાં જ સફલતા પામતી પ્રયોગશીલતા અને કવિના પોતાના કાવ્યમાં વિશેષ ફલદાયી ન થયેલી પણ પછીના કવિઓનો માર્ગ સુલભ કરતી જતી પ્રયોગશીલતા..."

હું કોઈ પણ વાત ઉદાહરણ વિના કરવામાં માનતો પણ નથી અને કરી શકતો પણ નથી. શ્રીમદ્ભગવદ્ગીતામાં વૃક્ષની જે વાત છે એ વાત કોઈક જુદી જ ભૂમિકા પર થઈ છે, એ આપણે સૌ જાણીએ છીએ :

ऊर्ध्वमूलमधः शा खामश्वत्थं प्राहुरव्ययम् ।
छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥

(જેનાં મૂળ ઉપર છે અને શાખાઓ નીચે છે, જે અવ્યય છે, વેદના મંત્રો જેનાં પાંદડાઓ છે તેવા અશ્વત્થ વૃક્ષને જાણે છે તે (સાચો) વેદવેત્તા છે.

*

અહીં તમારી સમક્ષ આપણી ગુજરાતી ભાષામાં તેમ જ ઈતર ભાષામાં વૃક્ષ વિશે લખાયેલાં કાવ્યો કે કાવ્યપંક્તિઓ રજૂ કરું છું. માત્ર એક જ વાતને અંડરલાઈન કરીને કહેવા માટે કે વૃક્ષ તો એનું એ જ છે, પણ પ્રત્યેક યુગમાં કવિ એને કઈ કઈ રીતે જોતો આવ્યો છે, નિરૂપતો આવ્યો છે અને એની સાથે સાથે ભાષા પણ કઈ કઈ રીતે પ્રયોજાય છે, પલોટાય છે, કાવ્ય કઈ રીતે સિદ્ધ થાય છે અને કવિઓના યુગેયુગે કે એક જ યુગમાં કે અન્ય ભાષામાં પણ કેવા વિભિન્ન દૃષ્ટિકોણ હોઈ શકે—વિષય, આશય અને અભિવ્યક્તિની કેવી નવી કે જુદી તરાહો હોઈ શકે એનો પરિચય આપવા માટે આ નાનકડો સંચય સામેલ કરું છું.

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ, જૂજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવ તું, તત્ત્વમાં તેજ તું, શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે. અ૦ ૧
પવન તું, પાણી તું, ભૂમિ તું, ભૂધરા! વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી અનેક રસ લેવાને, શિવ થકી જીવ થયો એ જ આશે. અ૦ ૨
વેદ તો એમ વદે, શ્રુતિ-સ્મૃતિ શાખ દે : કનકકુંડળ વિશે ભેદ ન્હોય;
ઘાટ ઘડિયા પછી નામ-રૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોય. અ૦ ૩
ગ્રંથ ગરબડ કરી, વાત નવ કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે;
મન-વચન-કર્મથી આપ માની લહે, સત્ય છે એ જ : મન એમ સૂઝે. અ૦ ૪
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં, પટંતરો એ જ પાસે;
ભણે નરસૈંયો : એ મન તણી શોધના : પ્રીત કરું, પ્રેમથી પ્રગટ થાશે. અ૦ ૫

—નરસિંહ મહેતા

*

## અમે પકડી આંબલિયાની ડાળ

બાઈ, અમે પકડી આંબલિયાની ડાળ રે,
જંગલ માંહી એકલી હો જી.
ઓતર દખણથી ચડી એક વાદળી રે વરસ્યા બારે મેઘ રે,
બીજાને મારે આખડી હો જી.
નદી રે કિનારે બેઠો એક બગલો રે, હંસલો જાણી કીધી પ્રીત રે,
મુંઢામાં ઝાલી માછલી હો જી.
ફૂલનો પછેડો ઓઢું પ્રેમઘાટડી રે, બાઈ, મારો શામળિયો ભરથાર રે
બીજાને મારી ચૂંદડી હો જી.
બાઈ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ, બાઈ, મારો પિયુડો પરદેશ રે,
ફરુકે મારી આંખડી હો જી.

—મીરાંબાઈ

*

રૂડાં, જુઓ, આ ચણીબોર રાતાં
તે ઝાડને શીશ નથી સમાતાં,
જેવી દીસે જંગલ—બોરડીઓ,
ઓઢી ઊભી ચૂંદડી ભીલડીઓ.

(શિશિર ઋતુનું વર્ણન) —દલપતરામ

# કબીરવડ

ભૂરો ભાસ્યો ઝાંખો, દૂરથી ધૂમસે પહાડ સરખો,
નદી વચ્ચે ઊભો, નિરભયપણે એક સરખો:
દીસ્યો હાર્યો જોદ્ધો, હરિતણું હૃદે ધ્યાન ધરતો,
સવારે એકાંતે, કબીરવડ એ શોક હરતો.

કદે દેખાવે એ, અચરતી જણાયે જગતમાં,
ખરે એ મ્હોટાંનો, મગરૂબ રહે દેશ નવ કાં?
મનાયે સત્સંગે પવિતર કબીરા ભગતમાં.
પ્રજાની વૃદ્ધિએ નિત અમર કહેવાય નવ કાં?

જતાં પાસે જોઉં, વડ નહિ વડોનું વન ખરે,
મળે આડા ઊભા અતિ નિકટ નીચે ઉપર જે;
વડે ઝાઝા તોએ, સહુ ભળી ગયે એક દીસતો,
વળી સંધાઓનું, અસલ જીવતું એક મૂળ તો.

ફૂટી ડાળોમાંથી પ્રથમ, તરૂકેરી નીકળતા.
ખૂંચે તેવા તંતુ, વધી જઈ નીચે જે લટકતા;
જટાની શોભાથી, અતિશ શરમાઈ શિવ ઊઠયા,
જટાને સંકેલી, વડ તજી ગિરિએ જઈ રહ્યા.

જટા લાંબી લાંબી, મૂળ થડથી થોડેક દૂર જે,
નીચે ભૂમિ સાથે અટકી પછી પેસે મહીં જતે;
મળી મૂળિયામાં, ફરી નીકળી આવે તરૂરૂપે,
થડો બાંધી મોટાં, ઘણીક વડવાઈ કરી રહે.

વડો વચ્ચે વચ્ચે, તરૂ અવર આસોપલવનાં,
વડોથી ઊંચાં છે, ખીચખીચ ભર્યાં પત્રથી ઘણાં;
ઘણા આંબા ભેગા, વળી ઘણીક સીતાફળી ઊગે,
બીજાં ઝાડો, છોડો, વડની વચમાં તે જઈ ઘૂસે.

ઉનાળાનો ભાનુ, અતિશ મથી ભેદી નવ શકે,
ઘટા ઊંચે એવી, જન શીતળ છાયા સુખ લિયે;
ખૂલી બાજૂઓથી, બહુ પવન આવી જમીનને,
કરે ચોખ્ખી રૂડી, પછી મિત થઈને ખુશી કરે.

ઘણાં જંતુ પંખી, અમર સુખ પામે અહીં રહી,
ઘણા જાત્રાળુઓ, અહીં ઊતરતાં પુણ્ય સમજી;
ઘણા શિકારીઓ, ગમત કરતા રેહ બહુ અહીં,
હજારો લોકોને, અડચણ સમાતાં અહીં નહિ.

અહીંયાંથી જોવી, ચકચકતી વ્હેતી નદી દૂરે,
પશુ કો જોવાં જે, અહીંતહીં ચરે બેટ ઉપરે,
ઘટા ભારે જોવી! શબ્દ સુણવા કોઈ ખગના,
દિલે વાયુ લેવો, સુખ નવ હીણા લે કરમના.

ઘટાં થાળાં લીધે, ઘણીક ફરવાને ગલી થઈ,
બખોલો બંધાઈ, રમણીય બહુ બેઠક બની,
નિરાંતે જેમાં તો, ખુશીથકી રહે જોગી જપમાં.
નિરાંતે જેમાં તો, ખુશીથકી રમે બાલ લલના,

દીપે છાયી જાડાં, હરિત કુમળાં પત્ર હુમસાં,
વળી રાતા ટેટા, ચૂગી બહુ જીવો પેટ ભરતા,
પડે બાજૂએથી, બહુ ખુશનુમા રંગકિરણો,
નીચે ચળકે તડકે, બરફ સરખાં ઠારથી પડો.

ઠરી મારી આંખો, કબીરવડ તુંને નિરખીને,
ખરી પાપી બુદ્ધિ, ખરી જ રૂડી જાત્રા થઈ મને;
વિશેષે શોભે છે, ગંભીર વડ તુંથી નરમદા
કૃતાર્થી મોટો હું, દરશન વડે છું નરમદા.

— નર્મદ

*

## ભણકારા

આઘે ઊભાં તટદ્રુમસ જેમાં દ્રુમો નીંદ સેવે,
વચ્ચે સ્વપ્ને મૃદુ મલકતાં શાંત રેવા સુહાવે;
ઊંચાનીચાં સ્તનધડક શાં હાલતાં સુપ્ત વારિ,
તેમાં મેળે તલ સમ પડે ઊપડે નાવ મ્હારી.
માથે જાણે નિજ નરિ જુવે ક્રાંતિ તો સૃષ્ટિ સૂતી
ચોંકી જાગે, કુસુમવસને તેથિ જ્યોત્સ્ના લપાતી;
ને ખીડેલાં કમલમહિં બંધાઈ સૌંદર્યઘેલો
ડોલે લેટે અલિ મૃદુ પદે, વાય આ વાયુ તેવો.
ત્યાં સૂતેલો લવું નવલ અર્ધા અનાયાસ છંદ,
કે ડોલંતી ગતિ પર સજૂં બીનના તાર મંદ,
તેમાં આ શી–રજનિ ઉરથી, નર્મદા વ્હેનમાંથી,
સ્વર્ગંગાની રજત રજ, કે વાદળી ફેનમાંથી,
—પુષ્પે પાને વિમલ હિમમોતી સરે, તેમ છાની
બાની ભીની નિતરિ નિગળે અંતરે શીય, સેહૂની ! ૧૪

—બળવંતરાય ઠાકોર

ને કરાંડે ખીણ કેરી, ઊભું આ વૃક્ષ તોછડું :
જેમ કો માનવી દીન ભૂતકાલ તણા ધન
સંબંધો નષ્ટ થૈ જાતા, એક પાસ રહ્યાસહ્યા
સંબંધોના જ આધારે, ખીણ કરાલ કાલની
ઉપરે અદ્ધર રહી જીવે સંદિગ્ધ જીવન
અટૂલો ને અનાશ્રય;
તેમ આ વૃક્ષયે આંહી, અદ્ધર ને ઝઝૂમતું,
કે આધાર વિના નીચે, માત્ર એક જ બાજુનાં
મૂળોથી ભોંયને બાઝી, પડ્યા વાંકે ઊભું રહ્યું !

—રામનારાયણ વિ. પાઠક

*

## એક ઝાડ

મારા બારણા સામે એક ઝાડ સુકાઈ રહ્યું છે.
હું ચિત્રકાર નથી તેનો અફસોસ મને આટલો કદી ન હતો.
નર્યું રેખાઓનું માળખું છે એ.
એને ચરણે ઊભીને એને જોઉં છું.
પીધું લીધું દીધું એ ખંખેરીને ઊભું ન હો.
અટારીએથી રાત્રિઓના આછાઘેરા ઉજાસમાં ઝાંખી લઉં છું
વ્યક્તિત્વની ભિન્ન ભિન્ન અદાઓ એની :
મૌન ગૌરવ, બરછટ શુષ્કતા, મમતા આ ધરતીની......
શાખાબાહુઓ વચ્ચે એણે છાતી સરસું ઝાલી રાખ્યું છે જાણે
મૃત્યુફળ.

—ઉમાશંકર જોષી



## ન સૂર વિલાપનો

તરવર ધરિત્રીને અંકે ઢળે, સહૂ પીડ તે
સહી જતી મૂંગા હૈયે, કોઈ ન સૂર વિલાપનો.
વન મહીં વસી જાણ્યો એણેય ધર્મ દધીચિનો;
અરિકર મહીં જેણે અર્પી દીધાં નિજ અસ્થિને.
નિજ વિલય કેરું નેત્રોમાં રમે કંઈ દર્શન,
સખ અનલના પર્જન્યે ત્યાં પ્રજાની પ્રસન્નતા,
જલધિજલ ઓળંગી જાતી બને તરુણી તથા
નગર મહીં વા ક્ષેત્રે કોઈ રચાય નિકેતન.
યુગયુગ પછી લાધે જેને વિવર્તનની પળ,
મરણ પણ ત્યાં મોંઘું, એની લહે વર ધન્યતા;
સ્થળ મહીંય જે સ્થાણુ તેને મળે ગતિ સર્વથા.
હસતી પરવાળાંને રંગે નવોદિત કૂંપળ.
જયહીં ચરણની કેડીયે ના ત્યહીં રથચક્રની
દૂરમંજલની વાજી રહેતી હવે શત ઘંટડી.

—રાજેન્દ્ર શાહ



## માયાપાશ

ભીંત ફાડીને પીંપળો રે ઊગ્યો,
જીરણ એની કાયા,
રે હો જીરણ એની કાયા :
કાંકરી-ચૂનો રોજ ખરે ને
ધ્રૂજે વજ્જર-પાયા,
રે હો ધ્રૂજે વજ્જર-પાયા! —ભીંત

પાંદડે પાંદડે તેજ ફરૂકે,
મૂળ ઊંડેરાં ઘાલે,
રે હો મૂળ ઊંડેરાં ઘાલે :
ચોગમ આડા હાથ પસારી
ગઢની રાંગે ફાલે
રે હો ગઢની રાંગે ફાલે —ભીંત

કોક કોડીલી પૂજવા આવે,
છાંટે કંકુ-છાંટા,
રે હો છાંટે કંકુ-છાંટા :
સૂતરનો એક વીંટલો છોડી
ફરતી એકલ આંટા,
રે હો ફરતી એકલ આંટા—ભીંત

ભીંત પડી, પડ્યો પીંપળો એક દી
ડાળિયું સાવ સુકાણી,
રે હો ડાળિયું સાવ સુકાણી :
ચીરતો એનું થડ કુહાડો,
લાકડે આગ મુકાણી,
રે હો લાકડે આગ મુકાણી—ભીંત.

જડને ટોડલે ચેતન મ્હોરે,
પૂજવા આવે માયા,

રે હો પૂજવા આવે માયા :
લાખ કાચા લોભ-તાંતણે બાંધે,
મનવા ! કેમ બંધાયા ?
માયા મનવા ! કેમ બંધાયા ?—ભીંત.

— વેણીભાઈ પુરોહિત

*

## ખંડેર પરનો પીપળો

ઊગ્યો ક્યાંથી અહીં અધવચ અટૂલો ભગ્ન ખંડેર માથે ?
ઊગ્યો ક્યાંથી અહીં તું રમણીય તજીને સ્વચ્છ કો આંગણું જ્યાં
ચંપાના ફૂલ જેવી તરલ ઊઘડતી કન્યકા સુપ્રભાતે
ધોળેલી ઊર્મિઓ કુમકુમ અરચે રમ્ય કંકાવટીથી ?
તારે ભાગ્યે શું એવા જીવનવિભવના લા'વ નિર્મ્યા ન લેવા ?
ઊગ્યો અશ્વત્થ ! હાં ક્યાં રસકસસભરા છોડીને આ ધરિત્રી ?

કિન્તુ હે વૃક્ષવિપ્ર ! ભવભટકમાં હુંય ખંડેર વચ્ચે
એકાકીલો ઊગ્યો છું અવરજવર ના કોઈની આ દિશાએ !
ઝીલ્યો મેં એકલાએ જલધર અનરાધાર ઝૂકી પડેલો,
ઝીલી ઝંઝાથપાટો શિશિર રતતણા સૂસવાટાય ઝીલ્યા—
ઝીલ્યા અંગાર ગ્રીષ્મે, લઘુક જીવનમાં કૈંક મેં રંગ જોયા !
મારે પોચી ધરાની અવ નઅભળખા, જેથી ઊગ્યો ત્યાં જ રાચું;
શોભા ખંડેરની થૈ, કઠણ વજનશી ભોંયમાં મૂળ રોપી,
જન્મ્યો તો જીવી જાણું પલ પલ કપરી જોગવી જિંદગાની !

— બાલમુકુન્દ દવે

*

## જંગલની મંજરી

મુંબઈ નગરીમાં કોઈ આંબો મ્હોરે તો
એની મંજરીને રામ રામ કે'જો !
એનાં મીઠાં ઓવારણાં લેજો.

ઊંચા સિમેન્ટના ડુંગરની ધારે ને
કાળી ડામરની તળેટીએ,

જંગલની મંજરી આ આવી ચડી છે અહીં
પાણા તે ફોડવાને પેટિયે:
ઊઘડતી આંખ એની બિડાતી જાય તો
અમરતનાં છાંટણા દેજો !
ભમરાનો ઘેરો ગુંજાર નથી ઘેરતો ને
કોયલની ફૂંક નથી ઘેલી,
ભૂંગળાના ઘોંઘોંમાં હરખાતો જાય અહીં
ભોંયતેલ વેચતો તેલી;
ઝેરી ધુમાડામાં મંજરીના મુખ પરે
ઝરણું બનીને કોઈ વ્હેજો !
ક્યા રે જનમનાં પાપ આજ પાંગર્યાં ને
પથ્થર બનવાની આવી વેળા,
આના કરતાં તો ભલી જંગલની ઝાળ,
ભલે અંગ અંગ ઊઠતા ઝળેળા;
મુંબઈ નગરીમાં આજ છડેચોક ઊડે છે,
રાન રાન છોરીનો રેજો.

—મકરન્દ દવે

*

## વૃક્ષો

વૃક્ષો મને ગમે છે.
અરણ્યમાં અડાબીડ ઊભેલાં
એકબીજાને ખભે હાથ નાખી
પવનના પ્રવચનને ડોક હલાવી ચગાવતાં વૃક્ષો.
નદી-કાંઠે
આપઘાત માટે
ઢીલે પગે ઊભેલાં એકાકી વૃક્ષો.
ખેતર-શેઢે ખડાં
શહીદ થવા
ધીરવીર રૂખડાં.
વૃક્ષો, મારા વનવાસીના ભેરુ.

બા કહેતી :
ગયા જનમમાં ઝાડ હતો કે શું ?!
કદાચ આજેયે છું,
ન હોત તો—
પગ મારા ટટાર
પૃથ્વીરોપ્યા ક્યાંથી હોત ?!
હોત ક્યાંથી હાથ
શાખાઓ જેમ ભીડતા બાથ ?!
ઊડતાં ક્યાંથી હોત
મારી આંખોમાંથી પલકારાનાં પાન ?!
સૂર્યધારાને જટાઘટામાં ઝીલવાની
આંગળીઓને પાંખડીઓ થૈ ખીલવાની
વાસના ક્યાંથી હોત ?!
વૃક્ષો મને ગમે છે
વૃક્ષો મારા ભેરુ
વૃક્ષો હું...

—જયન્ત પાઠક

*

## શોધ

આ ડોલતાં આલય ને અજંપે
ચડેલ આ સાગર, વ્યોમથી ઝૂકી
કાળી ઘટા, તીવ્ર બન્યાં હવાનાં
આંદોલનો નિર્જન રાજરસ્તો:
વિક્ષુબ્ધ આ વીજળીદીપકોની
કતાર, ને શીર્ણવિશીર્ણ થૈ બધે
ફેલાઈ ચાલ્યો રવ ઝિલ્લી કેરો;
આ ભૂલથી ઊગી ગયેલ વૃક્ષની
ઢોળાઈ છાયા પથ પે વિરૂપ!
અહીં જ એકાન્તની શોધમાં પળ્યું
હૈયું હું સર્વત્ર રહ્યો છું શોધી.

—હરીન્દ્ર દવે

*

# ફરી પાછું વૃક્ષ

જૂના સમયના એ તપખીરિયા થડને
હવે તો ઠીક ઠીક વરસોથી વહેરી, છોલી, ઘાટઘૂટ આપી
ઘરમાં વાપરવાનું ફર્નિચર બનાવી લીધું હતું:
ઉતાવળે જમવા બેસવાનું ટેબલ અને ખુરશીઓ, હમણાંનાં સંબંધીઓને
અને ઉપરીઓને કાગળ લખવાનું મેજ, રોજ સાવ તાજા સમાચારો
સંભળાવતા રેડીઓને મૂકવાનું સ્ટેન્ડ — કૈં કેટલાયે કામની વસ્તુઓ
બનાવી લીધી હતી.

જૂના સમયના એ તપખીરિયા થડમાંથી.
કંઈ કોઈ ઝંઝાવાત નહોતો થયો. ના કોઈ વીજકડાકા.
યાદે નથી આવતું કેવું હતું એ વૃક્ષ,— વૃક્ષ ?!
રમૂજ થાય ને માનીયે ના શકાય આજે તો મારાથી
કે આ ટેબલ, ખુરશીઓ, મેજ સ્ટેન્ડ, બુક શેલ્ફ, અભેરાઈઓ, આ બધું
વળી જૂન સમયનું વૃક્ષ હતું ! મારાથી તો આજે
કદાચ માનીયે ના શકાય ને હસવું આવે.
ક્યારેક જોકે થાકયા આવી, બરાબર જમી, હિતેચ્છુની ભેટ રૂપે આવતા
જનકલ્યાણનો નવો અંક વાંચતાં વાંચતાં ક્યારેક, જોકે, જાણે કે
ભ્રમણા થાય
કે.
આ બારણા કનેની ખુરશીના હાથમાંથી જાંબલી રંગનું ફૂલ ખીલ્યું,
કે આ ભાષણોની નોંધના કાગળોથી છવાયલા મેજના ખાનામાં
ખાટા સ્વાદનું મીઠું ફળ ઝૂલ્યું,
કે આ જનકલ્યાણ અને અખંડ આનંદની ફાઈલોવાળા શેલ્ફ પરથી
અચાનક એક રાતું પંખી ઊડ્યું ને લીલી કુંપળ ફૂટી,
કે આ રોજ પહેરવાનાં કપડાં ગડી કરીને મૂકવા બનાવેલા ખાનામાં
અણધારી વસંતનો માદક સુગંધી રસ ઝર્યો.
ને પછી વળી જરા હસવું આવે, અને રમૂજ થાય, ને યાદ આવે
કે જૂના સમયના એ તપખીરિયા થડને
હવે તો ઠીક ઠીક વરસોથી વહેરી, છોલી, ઘાટઘૂટ આપી
ઘરમાં વાપરવાનું ફર્નિચર બનાવી લીધું છે.

—સિતાંશુ યશશ્ચંદ્ર

*

## બીક ના બતાવો !

મારી કોઈ ડાળખીમાં પાંદડાં નથી
મને પાનખરની બીક ના બતાવો !
પંખી સહિત હવા ચાતરીને જાય
એવું આષાઢી દિવસોમાં લાગે
આંબાનું સાવ ભલે લાકડું કહેવાઉં
પણ સારામાં ઝાડ હજી જાગે
માળામાં ગોઠવેલી સળી હું નથી
મને વીજળીની બીક ના બતાવો !
એકેય ડાળીથી હવે ઝીલ્યો ન જાય
કોઈ રાતી ટીંડીનોયે ભાર
એક પછી એક ડાળ ખરતી જોઈને પૂછું :
પડવાને કેટલી છે વાર ?
હું બરફમાં ગોઠવેલું પાણી નથી
મને સૂરજની બીક ના બતાવો !
મારી કોઈ ડાળખીમાં પાંદડાં નથી
મને પાનખરની બીક ના બતાવો !

—અનિલ જોશી

*

## રસ્તા વસંતના

આ ડાળ જાણે કે રસ્તા વસંતનાં
ફૂલો એ બીજું કૈં નથી, પગલાં વસંતનાં
મલયાનિલોની પીંછી ને રંગો ફૂલોનાં લૈ
દોરી રહ્યું છે કોણ આ નકશા વસંતના
આ એક તારા અંગે ને બીજે ચમન મહીં
જાણે કે બે પડી ગયા ફાંટા વસંતના
મ્હેકી રહી છે મંજરી એકેક આંસુમાં
મ્હોર્યા છે આજ આંખમાં આંબા વસંતના

ઊડી રહ્યાં છે યાદનાં અબીલ ને ગુલાલ
હૈયે થયા છે આજ તો છાંટા વસંતના
ફાંટ ભરીને સોનું સૂરજનું ભરો હવે
પાછા ફરી ન આવશે તડકા વસંતના

— મનોજ ખંડેરિયા

*

## વહેતાં વૃક્ષો પવનમાં

નીલ ગગન પર્વત નીંદરમાં
ખળખળ વહેતાં વૃક્ષ પવનમાં.
યુગયુગથી જે બંધ અવાચક
મર્મમૂલ ઊઘડયાં શંકરનાં,
જટાજૂટથી મુક્ત જાહ્નવી
રમે તરુવરે, સચરાચરમાં;
ધરી સૂર્યનું તિલક પાર્વતી
સજે પુષ્પ કાનનમાં. ખળખળ વહેતાં૦
શિલા શિલાનાં રંધ્ર સુવાસિત
ધરા શ્વસે કણકણમાં.
વરસ્યા બારે મેઘ જળૂંબી
ઊગ્યાં દેવતરુ રણમાં.
તાંડવની સ્થિતિ મુદ્રા આજે
લાસ્ય ચગે ત્રિભુવનમાં. ખળખળ વહેતાં૦

—રઘુવીર ચૌધરી

*

કોઈ
વાર
એક વૃક્ષ પ્રવેશે છે
મારી ભીતર
અને હું મ્હોરું મ્હોરું થાઉં
ત્યાં તો

મૂળ સાથેનો નાતો વિચ્છેદીને
એક
એક
પાંદડું પીળું થઈ ખરી પડે છે.
ખર
ખર
–
–
–
કરશો નહીં કોઈ મને વસંતની વાત

—જયા મહેતા

## TREE AT MY WINDOW

Tree at my window, window tree.
My sash is lowered when night comes on;
But let there never be curtain drawn
Between you and me.
Vague dream-head lifted out of the ground,
And thing next most diffuse to cloud,
Not all your light tongues talking aloud
Could be profound.
But, tree, I have seen you taken and tossed,
And if you have seen me when I slept,
You have seen me when I was taken and swept
And all but lost.
That day she put our heads together,
Fate had her imagination about her,
Your head so much concerned with outer,
Mine with inner, weather.

—Robert Frost

## બારી કનેનું વૃક્ષ

વૃક્ષ મારી બારી કને બારીવૃક્ષ
રાત્રિ ઢળે
પર્દો નમે મારો
કિંતુ નહીં કદીય હો.
તારી અને મારી વચ્ચે પર્દો.
સ્વપ્નશીર્ષ ધરતીના સ્તરમાંથી ઊંચું થાય
ઝાંખી બને નજીકની વસ્તુ
નહીં તારી જિહ્‌વાઓનો મુલાયમ મુખરિત સ્વર
ઊઠે પૂર્ણપણે છલી.
વૃક્ષ!
તારું હાસ્યમય રૂપ મેં છે ન્યાળ્યું
મેંય મારી નિદ્રામય ક્ષણે મને ન્યાળ્યો હોત
તો
તેંય હાસ્યમય રૂપ મારું ન્યાળ્યું હોત.
પૂર્વે
નિયંતાની કલ્પનાએ તારું મારું ચિત્ત રમી
તારું ચિત્ત મૂક્યું બાહ્ય સૃષ્ટિની સંગ.
મૂક્યું મારું ચિત્ત આંતરિક સૃષ્ટિની સંગ.

— નલિન રાવળ

*

નરસિંહ ઈશ્વરના વિવિધ અને અનંત રૂપને અનેક રીતે નિરૂપી 'વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે' એમ કહ્યા પછી 'વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું' કહે છે.

આ જગતના જંગલમાં જો કોઈ આંબલિયાની ડાળ હોય અને નિરાધારને કોઈક આધાર હોય તો તે આ આંબલિયાની ડાળ જેવો ઈશ્વર જ છે, એવા એક અતિરૂપ દ્વારા મીરાં કાવ્યનો આરંભ કરે છે.

દલપતરામ શિશિર ઋતુનું વર્ણન કરતાં બોરડી પર રાતાં ચણીબોર જોઈને આંખ સમક્ષ તાદશ અને વસી જાય એવું માનનીય કલ્પન આપે છે.

મૂળ સાથેનો નાતો વિચ્છેદીને
એક
એક
પાંદડું પીળું થઈ ખરી પડે છે
ખર
ખર
–
–
–
કરશો નહીં કોઈ મને વસંતની વાત

—જયા મહેતા

## TREE AT MY WINDOW

Tree at my window, window tree.
My sash is lowered when night comes on:
But let there never be curtain drawn
Between you and me.
Vague dream-head lifted out of the ground,
And thing next most diffuse to cloud,
Not all your light tongues talking aloud
Could be profound.
But, tree, I have seen you taken and tossed,
And if you have seen me when I slept,
You have seen me when I was taken and swept
And all but lost.
That day she put our heads together,
Fate had her imagination about her,
Your head so much concerned with outer,
Mine with inner, weather.

—Robert Frost

## બારી કેનેનું વૃક્ષ

વૃક્ષ મારી બારી કને બારીવૃક્ષ
રાત્રિ ઢળે
પર્દો નમે મારો
કિંતુ નહીં કદીય હો
તારી અને મારી વચ્ચે પર્દો.
સ્વપ્નશીર્ષ ધરતીના સ્તરમાંથી ઊભું થાય.
ઝાંખી બને નજીકની વસ્તુ
નહીં તારી જિહ્‌વાઓનો મુલાયમ મુખરિત સ્વર
ઊંડે પૂર્ણપણે છલી.
વૃક્ષ!
તારું હાસ્યમય રૂપ મેં છે ન્યાળ્યું
મેંય મારી નિદ્રામય ક્ષણે મુને ન્યાળ્યો હોત
તો
તેંય હાસ્યમય રૂપ મારું ન્યાળ્યું હોત.
પૂર્વે
નિયંતાની કલ્પનાએ તારું મારું ચિત્ત રમી
તારું ચિત્ત મૂક્યું બાહ્ય સૃષ્ટિની સંગ.
મૂક્યું મારું ચિત્ત આંતરિક સૃષ્ટિની સંગ.

— નલિન રાવળ

*

નરસિંહ ઈશ્વરના વિવિધ અને અનંત રૂપને અનેક રીતે નિરૂપી 'વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે' એમ કહ્યા પછી 'વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું' કહે છે.

આ જગતના જંગલમાં જો કોઈ આંબલિયાની ડાળ હોય અને નિરાધારને કોઈક આધાર હોય તો તે આ આંબલિયાની ડાળ જેવો ઈશ્વર જ છે, એવા એક અપ્રતિરૂપ દ્વારા મીરાં કાવ્યનો પ્રારંભ કરે છે.

દલપતરામ શિશિર ઋતુનું વર્ણન કરતાં બોરડી પર રાતાં ચણીબોર જોઈને આંખ સમક્ષ તાદૃશ અને વસી જાય એવું માનવીય કલ્પન આપે છે.

નર્મદના 'કબીરવડ'માં વર્ણન તો છે જ, પણ આ કબીરવડ નિર્ભય છે, હારેલા જોદ્ધા જેવો છે, પણ હરિનું ધ્યાન ધરતો આ વડલો સવારે જોઈએ છીએ ત્યારે આપણા વિષાદને તો હરે જ છે, પણ કબીરવડને જોઈને જાણે કે કવિને જાત્રાનો અનુભવ થાય છે.

પંડિતયુગના કવિ-વિવેચક દ્રુમની અને પુષ્પોને વિમલ હિમમોતીની વાત કરતાં કાવ્ય-સર્જનની પ્રક્રિયા વિશેનું એક સૂક્ષ્મ કાવ્ય આપણને આપે છે. એસ્થેટિક ડિસ્ટન્સની વાતનો ઊહાપોહ કર્યા વિના 'આઘે ઊભાં' એમ કહીને, એસ્થિેટિક ડિસ્ટન્સનો ખ્યાલ પણ આપે છે. ધુમ્મસને કારણે, કવિતા કેવળ વિચારસ્પષ્ટતામાંથી નથી આવતી પણ વ્યંજનામાંથી આવે છે એનું સૂચન તે જ; પણ એ રહસ્યમયી છે, અને "કવિ એવો કલાકાર છે કે જે પોતાના જ કીમિયાથી અજાણ છે" એની પણ વાત ફલિત થાય છે, અને કવિતામાં સબ-કૉન્શિયસ અને અન-કૉન્શિયસ, અવચેતન અને અભાનનું અર્પણ કવિતાના આકારમાં કેટલું મહત્ત્વનું છે, એ પણ બહુ જ માર્મિક રીતે 'દ્રુમો નિંદ સેવે' એમ કહીને કહ્યું છે.

'ડુંગરની કોરે' નામના શેષના કાવ્યની પંક્તિઓમાં વૃક્ષનો નિર્દેશ માત્ર છે, પણ એમણે મરવા વાંકે જીવતા માણસની વ્યથાને નિરૂપી છે.

અત્યંત સ્વસ્થતા, તટસ્થતાથી સાક્ષી રૂપે રહીને લખાયેલા 'એક ઝાડ...' નામના ઉમાશંકરના કાવ્યમાં જે ઝાડ સુકાઈ રહ્યું છે, તે અને એના શાખા-બાહુઓ વચ્ચે રહેલા મૃત્યુફળની વાતમાં કેવળ વૃક્ષની જ વાત નથી, પણ પોતાથી જ સામે, પોતાની જ જિંદગીનું અથવા આપણી આંખ સામે જ મૃત્યુફળ ઝાલી રાખીને આપણી સંસ્કૃતિનું વૃક્ષ સુકાતું જતું હોય એનો પણ સંકેત અહીં મળે છે.

રાજેન્દ્રના 'વનખંડન'નું ત્રીજું સૉનેટ છે 'ન સૂર વિલાપના.' કપાતાં વૃક્ષો, એની મૂંગી વ્યથા, દધીચિનો સંદર્ભ, પછી એ વૃક્ષના લાકડાંની ગતિ કે સદ્‌ગતિ, કાં તો તરણીરૂપે અથવા રચાતા નિકેતનમાં એનું અર્પણ. યુગ યુગ પછી અડીખમ, એની એ જ જગાએ ઊભેલા વૃક્ષને મળતી પરિવર્તનની પણ અને એના સદ્‌ભાગ્યની શતઘંટડીનો રણકાર સંભળાવ છે.

એક જ વિષયનાં બાલમુકુન્દના સૉનેટમાં અને વેણીભાઈના ગીતમાં કવિની પ્રતિભા કાવ્યના સ્વરૂપભેદને કારણે કેવી નોખી અભિવ્યક્તિ ધારણ કરે છે, એ જોવા મળશે.

મકરન્દ દવેનું ગીત 'જંગલની મંજરી' એ તો કોઈ વતન છોડીને મુંબઈમાં વસે એને સૂઝે એવું ગીત છે. મુંબઈમાં મકાનો ઊગતાં હોય છે અને વૃક્ષો બંધાતાં હોય છે. શહેરની સડક પર વૃક્ષ હોય એ જ આશ્ચર્ય અને આઘાતની વાત.

જયન્ત પાઠકના 'વૃક્ષ' કાવ્યમાં વાત સીધી સાદી રીતે પ્રારંભ પામે છે. 'વૃક્ષો મને ગમે છે' એમાં પવનમાં પ્રવચનની પણ વાત છે. (કવિ પ્રોફેસર છે એટલે?) પણ આ ગમો એટલો બધો ઉત્કટ અને તીવ્ર છે કે વૃક્ષો માત્ર ભેરું નથી, અને કવિ વચ્ચે એક અભેદ સર્જાયો છે.

હરીન્દ્રની કવિતા 'શોધ'માં આ શહેરના વાતાવરણમાં વૃક્ષો ભૂલથી ઊગી ગયેલાં હોય એવાં લાગે છે અને રસ્તા પર માત્ર એમની વિરૂપ છાયા ઢોળાઈ છે.

સિતાંશુનું કાવ્ય 'ફરી પાછું વૃક્ષ' એ તદ્દન જુદી અનુભૂતિનું કાવ્ય છે. ઘરનું ફર્નીચર એ મૂળ તો એક જમાનામાં વૃક્ષ હતું. ક્યારેક થાય છે કે "આ ખુરસીના હાથામાંથી જાંબલી રંગનું ફુલ ખીલ્યું, મેજના ખાનામાંથી ખાટા સ્વાદવાળું મીઠું ફળ ઝૂલ્યું, શેલ્ફ પરથી રાતું પંખી ઊડ્યું અને લીલી કૂંપળ ફૂટી." વૃક્ષની આપણે જે અવગતિ કરી છે, એની વાતને વિષાદનો કાળો ઊહાપોહ મચાવ્યા વિના કવિએ વહેતી મૂકી છે, અહીં એન સેક્સટનનું કવિકર્મ વિશેનું એક વાક્ય યાદ આવે છે કે જૂના ફર્નીચરમાંથી જે વૃક્ષ બનાવે તે કવિ.

અનિલ જોશીનું ગીત અંગત સંવેદના નિરૂપતું ઊર્મિકાવ્ય છે. ત્યાં ડાળખી પર કોઈ ફરતાં કોઈ પાંદડું નથી, એને પાનખરનો ભય શું કામ હોય? સાવ નિષ્પર્ણ વૃક્ષને જો પાનખરનો મુકાબલો કરવાનો આવે તો પોતાના પરાજયથી ખુદ પાનખર ભોંઠી પડે. કેવળ વેદના આપતા ઈશ્વરને રિલ્કેએ પોતાના એક કાવ્યમાં સંબોધન કરીને કહ્યું'તું: What will you do, God if I die?

ફાગણના ચૈતન્યે મ્હોરતા વૃક્ષનાં અનેક કાવ્યોમાં સાતત્ય અને પુનરાવર્તનનાં ઉદાહરણો અઢળક મળશે; પણ મનોજની ગઝલની પંક્તિમાં કોઈ નવો જ ઉન્મેષ જોવા મળે છે.

રઘુવીર ચૌધરીએ સ્થિર વૃક્ષોને નદીની ખળખળ ગતિ આપી છે. તો જયા મહેતાએ 'વૃક્ષો મને ગમે છે' 'વૃક્ષો હું' એમ કહેવાને બદલે

કહ્યું છે કે 'વૃક્ષ મારી અંદર પ્રવેશે છે અને હું મ્હોરું એ પહેલાં તો એક એક પાંદડું ખરી જાય છે, મને કોઈ વસંતની વાત કરશો નહીં', કહીને એક વિષાદી ગદ્ય ઊર્મિકાવ્ય આપ્યું છે.

ફ્રોસ્ટ "Tree At My Window" કાવ્યમાં કહે છે કે મેં તો તારું રૂપ જોયું છે, પણ કાશ ! તેં પણ મારું રૂપ જોયું હોય તો ? તારા અને મારા ચિત્તની રચના તો વિધાતાએ એક જ કરી છે, પણ તારો સંબંધ બહારની મોસમ સાથે છે, મારો ભીતરની.

આ બધાં કાવ્યો વિશે જે વાત કરી એમાં વૃક્ષ અનેક રૂપે અને અનેક નામે આવે છે, અને અભિવ્યક્તિના નવા નવા આવિષ્કારો જોવા મળે છે. આમાં સાતત્ય ક્યાં છે, પરિવર્તન ક્યાં છે એ જોઈ શકાય એમ છે.

આગળ વાત કહી જ છે કે સાતત્ય અને પરિવર્તનની વચ્ચે પુનરાવર્તનનો તબક્કો અનિવાર્ય છે. આ પુનરાવર્તન ઝાઝે ભાગે પરંપરાના પ્રવાહને વહેતો રાખે છે. આ પ્રવાહને વહેતો કોણ રાખે છે? કદાચ Minor Poets. આ Minor Poets પણ ઉવેખવા જેવા નથી. ટી. એસ. એલિયટે તો What is Minor Poetry ? એવો એક લેખ પણ લખ્યો છે. ફ્રોસ્ટનું આ કાવ્ય અહીં ટાંકું છું :

## A MINOR BIRD

I have wished a bird would fly away,
And not sing by my house all day:
Have clapped my hands at him from the door
When it seemed as if I could bear no more.
The fault must partly have been in me.
The bird was not to blame for his key.
And of course there must be something wrong
In wanting to silence any song.

—Robert Frost

અનુવાદકળાની વાતમાં મારે તો વાત કાવ્યની, એના ભાવની કરવી છે. કોઈક પંખી આપણા ઘર પાસે ગાય છે. કદાચ દિવસ આખો ગાય છે: આપણે આપણા મનના મિજાજ પ્રમાણે એના ગીતને સ્વીકારીએ છીએ અથવા અકળાઈએ છીએ અને નથી સ્વીકારતા. પણ આપણે ભૂલી જઈએ છીએ કે ગાવું એ પંખીનો સ્વભાવ છે. એ એની પ્રકૃતિ છે. કોઈક પંખીના

કંઠેથી ગીત છલકાતું હોય અને આપણે અસહિષ્ણુ થઈ એને ઉડાડી મૂકીએ તો એ કદાચ આપણો દોષ છે. વાત નાની છે, પણ પાપ મોટું છે. કોઈકનું ગીત મૂંગું કરવાનો આપણને કોઈ અધિકાર નથી. આપણો અધિકાર તો પ્રેમ કરવાનો, ધિક્કારવાનો નહિ. સૃષ્ટિમાં પ્રત્યેકનું પ્રયોજન છે; આપણી ફૂટપટ્ટીથી એને માપ્યા ન કરીએ અને આપણી કાતરથી એને કાપ્યા ન કરીએ.

*

રૉબર્ટ ફ્રોસ્ટ જેવો કવિ 'એ માઇનર બર્ડ'ની વાત કરીને કેવળ પંખીની વાત કરીને અટકી જાય એવું બનતું હશે ખરું? અને કેવળ પંખીની વાત હોય તોપણ શું છે? કાવ્ય એ અનેક ખૂણેથી જોવાની ચીજ છે.

મને એમ થાય છે કે કદાચ રૉબર્ટ ફ્રોસ્ટના મનમાં માઇનર પોએટ્સની વાત નહીં હોય? ગૌણ કવિઓ કે ઉપકવિઓ એનું પણ સાહિત્યમાં કોઈક પ્રયોજન હોય છે. પરંપરાને વહેતી રાખવામાં એમનો ફાળો હોય છે. જેમ ઉત્તમ કવિ ક્યારેક કોઈક નબળી કવિતા આપે છે, તેમ ગૌણ કવિ પણ ક્યારેક મહત્ત્વનું ગીત આપણને આપતો હોય છે. એ તો પંખીડું છે એમ કહીને એનો કાંકરો કાઢી ન શકાય.

## પંખીડું

મને થતું પંખીડું જો ઊડી જાય, અહીં  
મારા ઘર પાસે આખો દહાડો ગાય નહીં.  
બારણેથી બંને હાથે તાલી પાડી કહ્યું-જાય  
છે કે નહીં? ઘાંટ્યું જ્યારે વધુ નહીં સહ્યું જાય.  
જોકે એમાં થોડોઘણો હશે મારો દોષ  
પંખીડું તો ગાય. એમાં શાને, કરું રોષ?  
અને વળી નક્કી એ તો એક મોટું પાપ ઠર્યું  
કોયનું યે ગીત મૂંગું થાય એવું મન કર્યું.

— નિરંજન ભગત

*

# નદી અનાદિ

અંધારાની અડખેપડખે દીવો સરતો મૂક્યો રે.
ખળખળ વ્હેતા જળમાં મેં તો દીવો તરતો મૂક્યો રે.
થીર દીવાની જ્યોત; ને માથે આભ ઝળુંબે ઘેલું રે,
અજવાળાં ને અંધારાની માયા કેમ ઉકેલું રે?
નાવ થઈને દીવો જાણે જળનો મારગ કાપે રે,
પળપળના અંધારને એની ઝીણી નજર ઉથાપે રે.
"નારાયણનું નામ જ લેતાં વારે તેને તજીએ રે"
લયનો દીવો પરંપરાની નદીએ વહેતો મૂકીએ રે.
"કેવડિયાનો કાંટો અમને વનવગડામાં વાગ્યો રે"
દીવામાંથી દીવો પ્રકટી આંખ ચોળીને જાગ્યો રે.
"ફૂલ હોય ત્યાં ભમરો ભૂરો વણબોલાવ્યો આવે રે"
લય તો લૂમખેઝૂમખે ઝૂલે : કોણ કોન બોલાવે રે?
"પહેલાં તે જાગી પનિહારી ને પછીથી જાગ્યો પંથ (રે)"
ખળખળ વ્હેતા જળનો કહોને ક્યાં આદિ : ક્યાં અંત રે?

કલાસર્જનનો પ્રવાહ અનાદિ કાળથી વહે છે, આ વહેતા પ્રવાહમાં કવિ મુખ્ય હોય કે મહત્ત્વનો હોય કે ગૌણ હોય કે ઉપકવિ હોય, એનું કામ તો પોતાનો દીવો તરતો મૂકવાનું છે. આ દીવાનું કામ આસપાસના અંધકારના વર્તુળને કાપવાનું છે. માથા પર આકાશ ઝળૂંબેલું હોય તોપણ જ્યોતને સ્થિર રાખવાનું છે અને દીવામાંથી દીવો પ્રગટે ત્યારે પણ આંખ ચોળીને જાગવાનું છે અને જાગીને, જે જોયું છે એના કરતાં એક નવું જગત જોવાનું અને રચવાનું છે. સર્જનની આ અનાદિ નદીને આમ વહેતી જોઈને વિરમું છું.

૨–૧૨–૧૯૮૫



# સાહિત્યિક તથ્યોની માવજત

જયંત કોઠારી

## વિવેચનની આજની સ્થિતિ

આપ સૌએ પ્રેમપૂર્વક જે સ્થાને મને બેસાડ્યો છે એ સ્થાન વિશેનો મારો ખ્યાલ ઘણો મોટો અને મારી જાત વિશેનો મારો ખ્યાલ ઘણો નાનો છે. આપણા મૂર્ધન્ય કવિ કાન્ત એક વખતે અંગ્રેજી કવિતાથી એટલા પ્રભાવિત થયા હતા કે ઘણીબધી સંસ્કૃત કવિતા એમને કચરા જેવી ને પ્રેમાનંદ માત્ર પદ્યજોડુ લાગ્યો હતો અને "આપણી આ બાલ્યાવસ્થામાં કવિતા કરવી કેવી મુશ્કેલ છે" એનો અફસોસ એમણે એક મિત્ર સમક્ષ વ્યક્ત કર્યો હતો. હું સંસ્કૃત કે પાશ્ચાત્ય સાહિત્યવિચારણાનો અભ્યાસ કરું છું ત્યારે વિવેચક એટલેકે સાહિત્યવિચારકની એક મોટી મૂર્તિ મારી સમક્ષ ખડી થાય છે. સૂક્ષ્મ પર્યેષકબુદ્ધિથી અને મૌલિક દૃષ્ટિથી સાહિત્ય-વિચારનાં નૂતન પરિમાણો પ્રગટ કરે તે વિવેચક. આવો વિવેચક આપણે ત્યાં ક્યાં છે? આપણી સાહિત્યવિચારણા બહુધા પરોપજીવી છે અને આપણે સૌ વિવેચકો અવલોકનકારો કે સમીક્ષકો છીએ એવું જાણે લાગે છે.

એક સમયે આપણે ત્યાં આનંદશંકર, બળવંતરાય કે રામનારાયણ જેવાઓએ પોતાનો કાવ્યવિચાર રચવાનો ને એ કાવ્યવિચારને પોતાની વિવેચનપ્રવૃત્તિના કેન્દ્રમાં સ્થાપવાનો પ્રયાસ કર્યો હતો. એમના કાવ્ય-વિચારમાં અસ્પૃષ્ટતા કે એકાંગિતા જેવા દોષો દેખાય તોપણ પોતીકી સાહિત્યવિચારણાની એ મથામણ નોંધપાત્ર હતી. નવલરામથી સુરેશ જોશી સુધી આપણને વિવેચનના અનેક પંડિતો મળ્યા છે જેમણે આપણી સાહિત્યદૃષ્ટિને અજવાળવાના સમર્થ પ્રયત્નો કર્યા છે ને આજે મારા કેટલાક વડીલો ને મિત્રો સાહિત્યવિચારના પુરાતન કે અધુનાતન પ્રવાહોને ઝીલી આપણા સંદર્ભમાં એની પ્રસ્તુતતા સિદ્ધ કરવાનો ઉદ્યમ કરી રહ્યા છે. આ બધાંનું મારે મન ઓછું મૂલ્ય નથી તેમ છતાં મન એક એવા વિવેચનના શાસ્ત્રકારને ઝંખે છે, જેના મૂળિયાં

# નદી અનાદિ

અંધારાની અડખેપડખે દીવો સરતો મૂક્યો રે.
ખળખળ વ્હેતા જળમાં મેં તો દીવો તરતો મૂક્યો રે.
થીર દીવાની જ્યોત; ને માથે આભ ઝળુંબે ઘેલું રે,
અજવાળાં ને અંધારાની માયા કેમ ઉકેલું રે?
નાવ થઈને દીવો જાણે જળનો મારગ કાપે રે,
પળપળના અંધારને એની ઝીણી નજર ઉથાપે રે.
"નારાયણનું નામ જ લેતાં વારે તેને તજીએ રે"
લયનો દીવો પરંપરાની નદીએ વહેતો હજીએ રે.
"કેવડિયાનો કાંટો અમને વનવગડામાં વાગ્યો રે"
દીવામાંથી દીવો પ્રકટી આંખ ચોળીને જાગ્યો રે.
"ફૂલ હોય ત્યાં ભમરો ભૂરો વણબોલાવ્યો આવે રે"
લય તો લૂમખેઝૂમખે ઝૂલે : કોણ કોને બોલાવે રે?
"પહેલાં તે જાગી પનિહારી ને પછીથી જાગ્યો પંથ (રે)"
ખળખળ વ્હેતા જળનો કહોને ક્યાં આદિ : ક્યાં અંત રે?

કલાસર્જનનો પ્રવાહ અનાદિ કાળથી વહે છે. આ વહેતા પ્રવાહમાં કવિ મુખ્ય હોય કે મહત્ત્વનો હોય કે ગૌણ હોય કે ઉપકવિ હોય, એનું કામ તો પોતાનો દીવો તરતો મૂકવાનું છે. આ દીવાનું કામ આસપાસના અંધકારના વર્તુળને કાપવાનું છે. માથા પર આકાશ ઝળૂંબેલું હોય તોપણ જ્યોતને સ્થિર રાખવાનું છે અને દીવામાંથી દીવો પ્રગટે ત્યારે પણ આંખ ચોળીને જાગવાનું છે અને જાગીને, જે જોયું છે એના કરતાં એક નવું જગત જોવાનું અને રચવાનું છે. સર્જનની આ અનાદિ નદીને આમ વહેતી કરીને વિરમું છું.

૨–૧૨–૧૯૮૫



# સાહિત્યિક તથ્યોની માવજત

## જયંત કોઠારી

### વિવેચનની આજની સ્થિતિ

આપ સૌએ પ્રેમપૂર્વક જે સ્થાને મને બેસાડ્યો છે એ સ્થાન વિશેનો મારો ખ્યાલ ઘણો મોટો અને મારી જાત વિશેનો મારો ખ્યાલ ઘણો નાનો છે. આપણા મૂર્ધન્ય કવિ કાન્ત એક વખતે અંગ્રેજી કવિતાથી એટલા પ્રભાવિત થયા હતા કે ઘણીબધી સંસ્કૃત કવિતા એમને કચરા જેવી ને પ્રેમાનંદ માત્ર પદ્યજોડુ લાગ્યો હતો અને "આપણી આ બાલ્યાવસ્થામાં કવિતા કરવી કેવી મુશ્કેલ છે" એનો અફસોસ એમણે એક મિત્ર સમક્ષ વ્યક્ત કર્યો હતો. હું સંસ્કૃત કે પાશ્ચાત્ય સાહિત્યવિચારણાનો અભ્યાસ કરું છું ત્યારે વિવેચક એટલેકે સાહિત્યવિચારકની એક મોટી મૂર્તિ મારી સમક્ષ ખડી થાય છે. સૂક્ષ્મ પર્યેષકબુદ્ધિથી અને મૌલિક દૃષ્ટિથી સાહિત્યવિચારનાં નૂતન પરિમાણો પ્રગટ કરે તે વિવેચક. આવો વિવેચક આપણે ત્યાં ક્યાં છે? આપણી સાહિત્યવિચારણા બહુધા પરોપજીવી છે અને આપણે સૌ વિવેચકો અવલોકનકારો કે સમીક્ષકો છીએ એવું જાણે લાગે છે.

એક સમયે આપણે ત્યાં આનંદશંકર, બળવંતરાય કે રામનારાયણ જેવાઓએ પોતાનો કાવ્યવિચાર રચવાનો ને એ કાવ્યવિચારને પોતાની વિવેચનપ્રવૃત્તિના કેન્દ્રમાં સ્થાપવાનો પ્રયાસ કર્યો હતો. એમના કાવ્યવિચારમાં અસ્પૃષ્ટતા કે એકાંગિતા જેવા દોષો દેખાય તોપણ પોતીકી સાહિત્યવિચારણાની એ મથામણ નોંધપાત્ર હતી. નવલરામથી સુરેશ જોશી સુધી આપણને વિવેચનના અનેક પંડિતો મળ્યા છે જેમણે આપણી સાહિત્યદૃષ્ટિને અજવાળવાના સમર્થ પ્રયત્નો કર્યા છે ને આજે મારા કેટલાક વડીલો ને મિત્રો સાહિત્યવિચારના પુરાતન કે અધુનાતન પ્રવાહોને ઝીલી આપણા સંદર્ભમાં એની પ્રસ્તુતતા સિદ્ધ કરવાનો ઉદ્યમ કરી રહ્યા છે. આ બધાંનું મારે મને ઓછું મૂલ્ય નથી તેમ છતાં મન એક એવા વિવેચનના શાસ્ત્રકારને ઝંખે છે, જેના મૂળિયાં

આપણી ધરતીમાં જ હોય અને જે વર્તમાનને અનુલક્ષીને પોતાનો સાહિત્યવિચાર રચી આપે. આવો વિવેચક તો કદાચ, પચીસ, પચાસ કે સો વર્ષે મળે. આપણે તો દર બે વર્ષે આ સ્થાન પર બેસવા માટે એક વિવેચક જોઈએ આ પરિસ્થિતિમાં મારા જેવા પર કળશ ઢોળ્યા વિના બીજો રસ્તો પણ શો ?

વિવેચનની પ્રવૃત્તિ માટે આજે કટોકટીભરી પરિસ્થિતિનું નિર્માણ થઈ રહેલું જણાય છે. એક બાજુથી આપણે પશ્ચિમમાં રોજેરોજ નવી અસ્તિત્વમા આવતી સાહિત્યિક વિચારસરણીઓની ભીંસ અનુભવીએ છીએ ને એથી આપણા વિવેચનને કોઈ સ્થિર ભૂમિકા પ્રાપ્ત થતી નથી. ચુસ્ત વૈજ્ઞાનિક વિશ્લેષણની પદ્ધત્તિઓને વિકસાવતું વિવેચન જાણે વિશેષજ્ઞ-પ્રવૃત્તિ બનવા લાગ્યું છે અને વિશાળ વાચકવર્ગ સાથેનો એનો નાતો આછા ને આછો થતો જાય છે બીજી બાજુથી, ગુજરાત સાહિત્ય અકાદમીની ઉદાર સહાયને કારણે ઘણા એવા વિવેચનસંગ્રહો આપણી સમક્ષ આવી રહ્યા છે જેમા સરેરાશ અધ્યાપકની વર્ગનોંધોથી કશું વિશેષ હોતું નથી. વિધિવક્રતા તો એ છે કે મોટા પ્રમાણમાં વિવેચનસંગ્રહો બહાર આવી રહ્યા છે ત્યારે એના માટેનું બજાર તૂટી રહ્યું છે. કૉલેજશિક્ષણના વિસ્તારને કારણે વિવેચનગ્રંથો માટેનુ એક બજાર ઊભું થયું હતું, પણ હવે ભાષા-સાહિત્યનો અભ્યાસ પાંખો થઈ રહ્યો છે ને કૉલેજ-ગ્રંથાલયોનાં બજેટ પણ ટાંચાં બની રહ્યાં છે, એટલે એ બજાર તૂટવા લાગ્યું છે ને પુસ્તક છપાવીને ભેટ આપી દેવા જેવી સ્થિતિ ઊભી થઈ રહી છે. વિવેચનની પ્રવૃત્તિને લોકાશ્રય તો રહ્યો જ નથી, ઘણા વર્તમાનપત્રો સાહિત્યની કટાર ચલાવવા હવે ઉત્સુક નથી. શિક્ષણસંસ્થાઓનો આશ્રય ઓછો થઈ રહ્યો છે ને આપણાં કેટલાક સાહિત્યસામયિકો બંધ થતાં વિદ્વત્પ્રવૃત્તિ તરીકે એને મળતો આધાર પણ જાણે ખસી જઈ રહ્યો છે. સાહિત્યપરિષદમાં પણ 'વિવેચન' અને 'સંશોધન' એવા બે વિભાગોને સ્થાને એક વિભાગ થઈ ગયો એયે વિવેચનને મળતી જગ્યા ઓછી થયેલી ન ગણાય ?

વિવેચનની આ સ્થિતિ પ્રથમ દૃષ્ટિએ આપણને લાગે છે એટલી ચિંતાજનક ન પણ હોય. એક પ્રકારનો ફુગાવો થયો હતો તે શમી જતાં વિવેચનની પ્રવૃત્તિ ધીમા શાંત પ્રભાવે પણ ધીરગંભીર રીતે ચાલતી થાય. વિવેચનને ટકી રહેવા માટેની નવી ભૂમિકાઓ પણ પ્રાપ્ત થાય. વસ્તુતઃ આજના યંત્રવૈજ્ઞાનિક ને સમૂહમાધ્યમોના પ્રસારના યુગમાં પ્રજાજીવનમાં

સાહિત્યનું સ્થાન અને મૂલ્ય પણ બદલાઈ રહ્યાં છે – સાહિત્ય સામે તેમ સાહિત્યવિવેચન સામે ઘણા નવા પડકારો ઊભા થઈ રહ્યા છે. આપણી પરિસ્થિતિનાં કેટલાક વિશિષ્ટ પ્રશ્નો પણ છે – સાહિત્યમાં પરદેશી પ્રભાવ અને પોતાપણું, સાહિત્ય અને સમકાલીન સમાજજીવનનો સંબંધ, વિવિધ પ્રજાવર્ગોના સંદર્ભમાં સાહિત્યની વિભાવના, કેળવણીનો પાયો વિસ્તૃત થતાં ઊભી થયેલી સાહિત્યશિક્ષણની સમસ્યાઓ, સમૂહમાધ્યમોએ ઊભી કરેલી સાહિત્ય માટેની નવતર પરિસ્થિતિઓ, સાહિત્ય પ્રત્યેના રચનાલક્ષી અને જ્ઞાનલક્ષી અભિગમો, વિવેચનના નૂતન ઉન્મેષો ને એમની ઉપયુક્તતા વગેરે. આ બધાં પ્રશ્નોની ચર્ચા કરવાનો અત્રે અવકાશ નથી અને મારી સજ્જતા પણ નથી. પરંતુ હું, કેટલાક સમયથી મને સાહિત્ય-અભ્યાસના એક વિશિષ્ટ અનુભવમાં મુકાવાનું થયું છે એને અનુલક્ષીને થોડીક વાતો કરીશ.

## કૃતિલક્ષી વિવેચનમાં હકીકતોનું મૂલ્ય

આપણા આ સમયમાં સાહિત્યકૃતિની સ્વાયત્તતા પર ઘણો ભાર મુકાઈ રહ્યો છે અને આસ્વાદમૂલક કે વિશ્લેષણપરક કૃતિલક્ષી વિવેચનની સવિશેષ પ્રતિષ્ઠા થઈ રહી છે. વિવેચનની આ પદ્ધતિમાં સાહિત્યકૃતિ-વિષયક અન્ય હકીકતોની ઉપેક્ષા કરવાનું વલણ હોય છે. આ વલણ કેટલે અંશે ઇષ્ટ છે એ વિશે મારા મનમાં શંકા છે. હું જોઉં છું કે સાહિત્યકૃતિની બહારની હકીકત સાથે અમારે કંઈ લેવાદેવા નથી એમ માનનાર વિવેચકના ચિત્તમાં પણ કેટલીક હકીકતો પડેલી જ હોય છે અને એ હકીકતો એને સાચી કે ખોટી દિશામાં દોરતી પણ હોય છે. કાન્તના 'ઉપહાર' કાવ્યની શુદ્ધ કૃતિલક્ષી વિવેચના કરવાની પ્રતિજ્ઞા સાથે પ્રવૃત્ત થનારના મનમાં ખ્રિસ્તી ધર્મના સ્વીકારને કારણે કાન્તનો બલવંતરાય સાથેનો ગાઢ મૈત્રીસંબંધ વિચ્છિન્ન થયો હતો એ હકીકત પડેલી જ હોય છે અને એને અનુલક્ષીને એ, એ કાવ્યની છેલ્લી પંક્તિઓનું અર્થઘટન કરવા લલચાય છે. છેલ્લી બે પંક્તિઓ આ પ્રમાણે છે :

અને તેને આજે તરલ ધરું તારા ચરણમાં,  
ગમે તો સ્વીકારે ગત સમય કેરા સ્મરણમાં.

સ્વાભાવિક રીતે જ આ પંક્તિઓમાં બલવંતરાય સાથેના કાન્તના વિચ્છિન્ન સંબંધનો સંકેત જોવાનું મન થાય અને 'ગમે તો સ્વીકારે' –એટલે તને ઇચ્છા થાય, મરજી થાય તો આ કાવ્યોનો સ્વીકાર કરજે,

હવે કોઈ મારો હકદાવો રહ્યો નથી એવું અર્થઘટન કરવાનું પણ સૂઝે. આમ કરતી વખતે, એ હકીકત આપણા ખ્યાલમાં નથી હોતી કે ૧૯૨૩-માં પ્રસિદ્ધ થયેલા 'પૂર્વાલાપ'માં અર્પણકાવ્ય તરીકે મુકાયેલી આ કૃતિ છેક ૧૮૯૨–૯૩(જ્ઞાનદર્શન, પોષ ૧૯૪૦)માં પ્રગટ થઈ ચૂકી હતી. ચોમાસામાં; કાન્તે ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો તે તો ૧૯૦૦ના આરંભમાં. ૧૯૦૦ના આરંભની સ્થિતિનો સંકેત ૧૮૯૧ની રચનામાં કેવી રીતે જોઈ શકાય? બલવંતરાયે આ કાવ્યનો ઉત્તર આપેલો તે કાવ્ય 'ગમે તો સ્વીકારે' પણ ૧૮૯૨–૯૩માં જ છપાઈ ચૂકેલ છે અને 'ભણકાર'માં ગ્રંથસ્થ થયેલ છે. પૂનાવાસી થયેલા બલવંતરાયને કાન્તે પોતાના કાવ્યમાં સહ-અધ્યયન ને સહવાસના જૂના આનંદદાયક દિવસોની યાદ અપાવી છે એટલું જ, તેથી, આપણે કહી શકીએ. કાવ્યમાં પોતાના ઉદ્‌ગારોને કવિએ 'તરલ' કહ્યા છે એટલે 'ગમે તો સ્વીકારે'માં તને આ કાવ્યો રુચે, પસંદ પડે તો સ્વીકારજે એવો અર્થ પણ જોઈ શકાય. આપણો સંબંધ વિચ્છિન્ન થયો હોવાથી મારાં કાવ્યો સ્વીકારવાનું તને ન ગમે એમ નહીં પણ ઉદ્‌ગારો તરલ હોવાથી તને ગમે ન એમ કવિને અભિપ્રેમ હોવાનો સંભવ વધારે છે. અને કૃતિલક્ષી વિવેચનનો જ આપણો આગ્રહ હોય તો સંબંધવિચ્છેદનો કોઈ સંકેત કાવ્યમાં નથી, ઉદ્‌ગારોની તરલતાનો તો છે એ ભૂલવું ન જોઈએ.

હકીકતોનું આ રીતે સાહિત્યના અર્થઘટન અને આસ્વાદમાં ચોક્કસ રીતનું સ્થાન છે. અને તેથી તથ્યદૃષ્ટિ સાહિત્યના વિવેચનનો એક અગત્યનો અંશ બની રહે છે. સાહિત્યનો શબ્દ પોતે એક તથ્ય છે, ભલે એ શબ્દની તથ્યમૂલકતાને લોપવાનો પ્રયાસ થતો હોય. કાન્તના 'વત્સલનાં નયનો'ના 'સારસ' શબ્દે વિવેચકોને કેવા ભરમાવ્યા છે એ જાણીતું છે. જેમાં 'સારસ' માટે 'lilies' એવો અંગ્રેજી શબ્દ પ્રયોજતો કાન્તનો પત્ર છપાયો છે એ 'કાન્તમાલા'નું સંપાદન કરનાર બલવંતરાય પણ 'આપણી કવિતાસમૃદ્ધિ'માં 'સારસ' એટલે સારસ પક્ષી એવો અર્થ કરે છે! ભૃગુરાય જેવા કોઈ ખણખોદિયા માણસ આ શબ્દના સાચા અર્થ ને એ અર્થને પ્રમાણિત કરતા એકથી વધુ સંદર્ભો તરફ આપણું ધ્યાન દોરે છે. કાન્તની એ કાવ્યપંક્તિઓમાં વત્સલ પ્રિયતમાનાં નયનોને 'નિર્મલ સ્નેહસરોવર સારસયુગ્મ સમાં પરિપૂર્ણ દયારસ' તરીકે વર્ણવવામાં આવ્યાં છે. 'સારસ' શબ્દના 'કમળ' એ અર્થના અપરિચયે આંખોને સારસ

પંખી કહેવામાં કેટલું સ્વારસ્ય એ તરફ દુર્લક્ષ કરાવ્યું અને સરોવરમાંનાં જલાર્દ્ર કમળો જેવાં સ્નેહાર્દ્ર નયનોનું કલ્પનારમ્ય ચિત્ર પણ આપણને ચુકાવ્યું. ભોળાભાઈ પટેલ ભૃગુરાયે કહેલો અર્થ જાણવા છતાં બલવંતરાયે કરેલા અર્થને ટેકો આપે છે. પરંતુ એમને કાન્તે પોતે જ કરેલો lilies એ અનુવાદ ને ભૃગુરાયે પૂરા પાડેલા અન્ય સંદર્ભો લક્ષમાં હસે કે કેમ એ શંકા છે.

મતિસારની 'કર્પૂરમંજરી'માં નાયક રૂપસેનને એનો પ્રધાન ચાર ઘાતોમાંથી બચાવે છે એવું વર્ણન આવે છે. એમાંથી એક ઘાત એ ઘેર આવે છે ત્યારે માતા તેને ઝેરના લાડુ આપે છે તે છે. સંપાદક ડૉ. સાડેસરાને વાર્તામાં આ અંશ અપ્રતીતિકર લાગ્યો છે ને નોંધે છે કે "વિષના લાડુ ખવડાવનાર ઓરમાન માતા હતી એમ કર્તાને કદાચ કહેવું હશે પણ તેમ તેણે સ્પષ્ટ કર્યું નથી." ડૉ. સાંડેસરાના લક્ષ બહાર એ વાત રહી છે કે અહીં 'મંત્રેઇ' શબ્દ વપરાયો છે, જેનો અર્થ છે અપરમાતા. કદાચ આ રાજસ્થાની પરંપરાનો શબ્દ છે અને કેટલીક ગુજરાતી કૃતિઓમાં એ 'મંત્રેવી' 'માત્રેઈ' એવાં રૂપોથી પણ મળે છે. એ સ્પષ્ટ છે કે શબ્દનો આ અર્થ જાણવા મળતાં કથાપ્રસંગમાં કશી અપ્રતીતિકરતા રહેતી નથી.

મધ્યકાલીન કૃતિને તો એના શબ્દાર્થ ઉપરાંત સંસ્કારપરિવેશ અને છંદ આદિ કાવ્યરીતિઓની પરંપરાના જ્ઞાન વિના સાચી ને સારી રીતે ભાગ્યે જ આસ્વાદી કે મૂલવી શકાય. મધ્યકાલીન કૃતિનો પાઠ પ્રવાહી હોવાનો મોટો કોયડો છે અને કર્તૃત્વનો પ્રશ્ન પણ ઘણી વાર જટિલ બનતો હોય છે. કૃતિના જે અંશ પર આપણે વારી જઈએ કે જેને આપણે અનન્ય કવિકર્મનું ઉદાહરણ માની બેસીએ તે અત્યંત પરંપરાગત વસ્તુ હોય અખાના સોરઠામાં દરેક ચરણમાં આવતા વર્ણસગાઈના વિનિયોગથી આપણે પ્રભાવિત થઈએ અને આપણે જાણતા ન હોઈએ કે દુહા-સોરઠાનું એ લગભગ અનિવાર્ય ગણાયેલું લક્ષણ છે. રઘુવીરસંપાદિત 'નરસિંહ મહેતા : આસ્વાદ અને અધ્યયન'માં શબ્દાર્થ, પદબંધ, પ્રાસ, અલંકાર, કથનરીતિ, કૃષ્ણચરિત આદિની મધ્યકાલીન પરંપરાના અજ્ઞાનમાં થયેલાં ખોટાં અર્થઘટનો ને નરસિંહ પર અસ્થાને વેરાયેલાં પ્રશંસાપુષ્પોનું પ્રમાણ એટલું મોટું છે કે આપણી વિદ્વત્તા જાણે સાહસયાત્રાએ નીકળી હોય એવું લાગે છે. નરસિંહનું યથાતથ દર્શન એમાંથી પ્રાપ્ત થતું નથી.

કૃતિલક્ષી આસ્વાદ કે અભ્યાસનો અર્થ એ નથી કે કૃતિને ઇતર જગતથી સંપૂર્ણ રીતે વિચ્છિન્ન કરીને જોવી. એવો વિચ્છેદ શક્ય પણ

નથી કેમકે ઇતર જગત આપણા ચિત્તમાં પડેલું જ હોય છે. કૃતિને નિમિત્તે કૃતિબાહ્ય જગતમાં વિહરવું, કૃતિમાં કૃતિબાહ્ય બાબતોનું આરોપણ કરવું એ જુદી વાત છે પણ કૃતિમાં જે કંઈ પડેલું છે તેને સમજવા માટે કૃતિની બહાર જવું પડે તો એનો સંકોચ આપણે ન અનુભવવો જોઈએ. કૃતિની આસપાસમાં અન્ય સાહિત્યિક તથ્યોનો વિનિયોગ હંમેશાં આવશ્યક નથી હોતો – જેમકે, કૃતિને કેવળ આંતરિક રચનાની દૃષ્ટિએ પણ જોઈ શકાય છે – પણ સાહિત્યિક તથ્યો આપણે જેટલાં વધુ પ્રાપ્ત કર્યાં હશે એટલું આપણું દર્શન વધારે યથાતથ, વધારે સંગીન, વધારે અર્થપૂર્ણ, વધારે માર્મિક ને વધારે સમૃદ્ધ પણ બનશે.

### હકીકતનિષ્ઠ સર્જક-અભ્યાસનાં સુફલ

સાહિત્યની અનેક હકીકતોમાં સજીવ, ઊંડો, ચીવટભર્યો રસ લેનાર એક અભ્યાસી તરીકે મને પ્રભાવિત કરનાર ભૃગુરાય અંજારિયા અહીં મને યાદ આવે છે. સાહિત્ય તેમ સાહિત્યકારો વિશેની હકીકતો માટે એ કેટલા કૌતુકથી છલકાતા હતા? પણ એ કેવળ કૌતુકપ્રિય વ્યક્તિ ન હતા. હકીકતો સાથે કામ પાડનાર, હકીકતોનાં મૂળ સુધી જનાર, પ્રમાણભૂત હકીકતોને માટે મથનાર અને હકીકતોને આધારે પોતાનું દર્શન રચનાર એ પંડિત હતા. એમણે અધૂરો મૂકેલો કાન્ત-અભ્યાસ આના નમૂનારૂપ છે. ભૃગરાય કાન્તે સ્વીડનબોર્ગ ક્યારે અને ક્યાંથી વાંચ્યા એની શોધ હવે આગળ અટકે નહીં, સ્વીડનબોર્ગ કોણ હતા, એમની શી પ્રતિભા હતી અને પશ્ચિમની કેવી કેવી વિભૂતિઓ સ્વીડનબોર્ગીય ધર્મદર્શનથી પ્રભાવિત હતી – આ બધું એ શોધે. આ બધાને આધારે કાન્તના ધર્માન્તરને એ યોગ્ય પરિપ્રેક્ષ્યમાં પણ મૂકી આપે. આ ભૃગુરાય કાન્તનું 'ઈશ્વરસ્તુતિ' કાવ્ય માત્ર ક્રિશ્ચન નથી, સ્વીડનબોર્ગી છે એમ અધિકારપૂર્વક સ્ફુટ કરી શકે. 'પૂર્વાલાપ'ના છંદયોજના વિશેનો ભૃગુરાયનો લેખ એમની નૂતન રસદૃષ્ટિને કારણે સૌ અભ્યાસીઓને અનન્ય લાગ્યો છે પણ એ આપણી છંદપ્રવૃત્તિની કેટલીબધી હકીકતોથી સભર લેખ છે! ઓછું હતું તે ભૃગુરાયે એ લેખની પોતાની નકલમાં આપણી છંદવૃત્તિ વિશેની ઘણી વીગતો પાછળથી પણ ઉમેરી છે. 'પૂર્વાલાપ'ના છંદયોજનાનું, ભૃગુરાયનું આ નૂતન દર્શન હકીકતોની પીઠિકા પર રચાયેલું છે તેથી જ આટલું પ્રભાવક બન્યું છે.

કોઈપણ સર્જક વિશેના અભ્યાસમાં હકીકતોનું મૂલ્ય સ્વાભાવિક રીતે જ વધારે હોવાનું. કર્તૃત્વના, પ્રભાવ અને પ્રેરણાના, સર્જકના

ઘડતર ને મનોભાવનાના, કૃતિઓના રચનાક્રમ ને એના ઐતિહાસિક સંદર્ભના – આવા આવા કેટલા બધા પ્રશ્નોનો મુકાબલો એમાં કરવાનો આવે! સર્જકનો અભ્યાસ કરતાંકરતાં સમયના અભ્યાસમાં પણ જવું પડે અને અનેક આનુષંગિક વીગતો તમારા માર્ગને દોરતી રહે. ઉમાશંકર જોશી સંપાદિત 'ક્લાન્ત કવિ'નાં કાવ્યોના કર્તૃત્વની તપાસ કરતાંકરતાં ભૃગુરાયને ક્યાં ક્યાં ભમવું પડ્યું? એ જૂનાં સામયિકો અને કાવ્યગ્રંથો ખૂંદી વળ્યા, બાળાશંકરના સમકાલીનોના સગાસંબંધીઓ સુધી પહોંચી જઈને ઉપયોગી માહિતી શોધી લાવ્યા, વર્તમાનપત્રની અવસાનનોંધોમાં કોઈ ઉપયોગી ઉલ્લેખ આવ્યો તો એ પણ એમની નજરમાંથી છટક્યો નહીં ને આમ એ કર્તૃત્વના કોયડાને ઉકેલવાની ચાવીઓ મેળવતા રહ્યા. બાળાશંકરની વાચન-અધ્યનની પ્રવૃત્તિને એ તપાસી વળ્યા અને એમ કરતાં કરતાં બાળાશંકરનો શબ્દકોશ, એમનું છંદોવિધાન, એમની વિચારસૃષ્ટિ અને એમની કાવ્યશૈલી – આ બધાંની ચાવીઓ પણ એમણે હસ્તગત કરી લીધી. 'ક્લાન્ત કવિ'ની બીજી આવૃત્તિમાં ભૃગુરાયે કરેલી નોંધો બાળાશંકરના કવિત્વના ચિત્રને વધુ ચોખ્ખું બનાવે છે. ઉમાશંકરના એક મોટા કાર્યની આવી મૂલ્યવાન પૂર્તિ ભૃગુરાય કરી શક્યા તે સાહિત્યના હકીકતનિષ્ઠ અભ્યાસની એમની ઊંડી સૂઝને આભારી છે.

## મધ્યકાલીન સાહિત્યની શુદ્ધિવૃદ્ધિ

સાહિત્યના કોઈ ક્ષેત્રની કે કોઈ વિષયની હકીકતોને કોઈ એક વ્યક્તિ ભાગ્યે જ પૂરેપૂરી સાફ કરી શકે. એ માટે તો વિદ્વાનોના પેઢીઓ જોઈએ. એક વિદ્વાને કરેલા કામને તપાસનાર, એને આગળ લઈ જનાર વિદ્વાનો મળતા રહેવા જોઈએ. ઉમાશંકરને ભૃગુરાય મળ્યા એને એમનું ને એમના કાર્યનું હું સદ્‌ભાગ્ય ગણું છું. પણ એવું સદ્‌ભાગ્ય આપણા અત્યારના પ્રમુખ શ્રી કે. કા. શાસ્ત્રીને મળ્યું? એમણે 'ગુજરાતી હાથપ્રતોની સંકલિત યાદી' કરી, 'આપણા કવિઓ' અને 'કવિચરિત' લખ્યાં, 'ગુજરાતના સારસ્વતો' તૈયાર કર્યું. આ બધા ગ્રંથોમાં રજૂ થયેલી હકીકતોમાં શુદ્ધિવૃદ્ધિને અવકાશ નથી એવું શાસ્ત્રીજી પણ નહીં માનતા હોય. પણ એ કરનાર ક્યાં છે? મધ્યકાળના સાહિત્ય પરત્વે તો શાસ્ત્રીજી જ એકમ્ એવ અદ્વિતીયમ્ એવી સ્થિતિ રહી છે. એ સાહિત્યના કેટલાક અંશો કાં તો શાસ્ત્રીજીએ જ લખ્યા કરવા પડે છે, કાં આપણે એમના ગ્રંથોના આધારે લખવા પડે છે. હવે, સાહિત્ય પરિષદ તરફથી તૈયાર

થતા સાહિત્યકોશને નિમિત્તે મધ્યકાળ પૂરતું તો સાહિત્યવિષયક માહિતીની શુદ્ધિવૃદ્ધિનું ગંજાવર કામ થઈ રહ્યું છે, એટલું ગંજાવર કે મધ્યકાળના સાહિત્ય પરત્વે કોશે કરેલી શુદ્ધિવૃદ્ધિની નોંધ લેતો ગ્રંથ તૈયાર કરીએ તો એ હજારેક પાનાંનો સહેજે થાય.

આપણી સાહિત્યિક માહિતીમાં કેવી અશુદ્ધિઓ પડેલી છે તેનો અંદાજ આપવા માટે સાહિત્યકોશે કરેલી શુદ્ધિવૃદ્ધિનાં થોડાં દૃષ્ટાંત હું તમને આપીશ. સાહિત્ય પરિષદે જ તૈયાર કરાવેલા સાહિત્યના બૃહદ્ ઇતિહાસમાં ઇન્દ્રાવતી નામનાં સ્ત્રીકવિનો ઉલ્લેખ આવે છે, જેમણે કેટલીક પ્રકીર્ણ કવિતા લખી હોવાનું નોંધાયું છે. આ માહિતી 'પ્રાચીન કાવ્યસુધા'ને આધારે જ અપાયેલી એમાં શંકા નથી. 'પ્રાચીન કાવ્યસુધા'ના સંપાદકને તેમ પરિષદ-ઇતિહાસના લેખકને ખબર નથી કે આ ઇન્દ્રાવતી સ્ત્રીકવિ નથી, એ તો છે પ્રણામી સંપ્રદાયના પ્રાણનાથ સ્વામીનું, એમની આધ્યાત્મિક પરિભાષામાંથી યોજાએલું કવિનામ. અને એ પ્રાણનાથ સ્વામી થોડીક પ્રકીર્ણ કવિતાના કર્તા નથી, એમની કૃતિઓનો 'તારતમસાગર' નામે દળદાર ગ્રંથ પણ પ્રગટ થયેલ છે. આ પ્રાણનાથ સ્વામીનું સંસારી નામ મેહેરાજ હતું. 'પ્રાચીન કાવ્યસુધા'ના સંપાદક છગનલાલ રાવળે 'ગુજરાતના જૂના કવિઓની હકીકત' નામે એક સાહિત્યસૂચિ તૈયાર કરી છે એમાં ઇન્દ્રાવતી ઉપરાંત મેહેરાજનો પણ ઉલ્લેખ થયેલો છે અને મેહેરાજની અનેક ભાષાઓની કૃતિઓ પણ નોંધાયેલી છે. છગનલાલ રાવળને ખબર નથી કે આ ઇન્દ્રાવતી અને મેહેરાજ એક જ વ્યક્તિ છે અને તે પ્રણામી સંપ્રદાયના પ્રાણનાથ સ્વામી છે. શ્રી યશવંતભાઈ શુક્લ પાસે 'તારતમસાગર' એ ગ્રંથ આવ્યો ત્યારે એમણે મારું ધ્યાન ખેંચ્યું કે અખાના પ્રકારનું જ્ઞાનમાર્ગી સર્જન કરનાર આ કવિની નોંધ આપણા સાહિત્યના ઇતિહાસોમાં આવેલી હોય એમ જણાતું નથી, ત્યારે મેં એમને આ સમગ્ર પરિસ્થિતિનો ખ્યાલ આપ્યો અને જણાવ્યું કે ગુજરાતી સાહિત્યકોશે તો પ્રાણનાથ સ્વામી વિશે ઘણી વિસ્તૃત નોંધ આપી છે.

આપણા વિદ્વાન પ્રમુખશ્રી એમના 'કવિચરિત'માં ગોપાલદાસ વ્યારાવાળાની 'પ્રાકટ્યસિદ્ધાંત' નામની કૃતિનો પરિચય આપે છે. એમને એ જાણવામાં નથી આવ્યું કે 'પ્રાકટ્યસિદ્ધાંત' એ 'ગોકુલેશરસાબ્ધિક્રીડા-કલ્લોલ' નામક કૃતિના પાંચ તરંગો માંહેનો પ્રથમ તરંગ માત્ર છે. એ કૃતિના અન્ય તરંગો 'અનુગ્રહ' માસિકમાં જ પછીથી પ્રકાશિત થયેલા છે. વૈષ્ણવ આચાર્ય ગોકુલનાથજીની જીવનલીલાનું વિસ્તારથી વર્ણન

કરતી એ કૃતિ એમાંની ઐતિહાસિક માહિતી તથા બીજી કેટલીક વિશેષતાઓને કારણે નોંધપાત્ર ઠરે એવી છે.

## હકીકતો સાથે કામ પાડવાની તાલીમ

મધ્યકાળના સાહિત્યના ઘણા વિશિષ્ટ પ્રશ્નો છે. એક નામને કારણે આપણે એક કર્તા માની લઈએ તે વસ્તુતઃ જુદા કર્તા હોય, તો બીજી બાજુથી જુદા કર્તા માન્ય હોય તે તપાસ કરતાં એક જ નીકળે. પર્યાયશબ્દથી, શ્લેષથી નામ ગૂંથવાની પદ્ધતિને કારણે કર્તાઓળખ આપણે માટે ઢંકાયેલી રહે. ભ્રાતૃચંદ્રનો ઉલ્લેખ 'સહજકલાનિધિ' તરીકે થાય ને દેવજી ઋષિ પોતાને 'અમરાભિધ' તરીકે ઓળખાવે. આથી ઊલટું આ પદ્ધતિને કારણે આપણે કર્તાનામનો સંકેત ન હોય ત્યાં કર્તાનામ બેસાડી દઈએ, અને ખોટું બેસાડી દઈએ એમ પણ બને. આવું જ કૃતિનામ પરત્વે પણ થાય. 'પ્રેમચંદસંઘવર્ણનરાસ' અને 'સિદ્ધાચલરાસ'ને આપણે અલગ કૃતિ ગણીએ પણ એ પ્રેમચંદ શેઠે સિદ્ધાચલનો સંઘ કાઢેલો એનું વર્ણન કરતી એક જ કૃતિ હોય. મધ્યકાલીન કૃતિઓમાં રચનાસમય સંકેતશબ્દોથી દર્શાવવામાં આવતો તેથી પણ ગૂંચવણ થાય. કવિના ગુરુ, પિતા, સંપ્રદાય વગેરેના ઉલ્લેખ કૃતિમાં આવતા હોય કે ન આવતા હોય તેથી પણ આપણા માટે કવિઓળખના કોયડાઓ સર્જાય. આ બધામાંથી માર્ગ ત્યારે જ કાઢી શકાય કે જ્યારે આપણે પૂરતી પ્રમાણભૂત સામગ્રી એકઠી કરી મૂકીએ અને એ સામગ્રીને આધારે તારણો કાઢવાની વૈજ્ઞાનિક પદ્ધતિ વિકસાવી શકીએ.

મધ્યકાળની સાહિત્યસામગ્રીનો અમારો અનુભવ તો એવો છે કે આપણે અનવધાનથી, અણસમજથી ને નિરાધાર અટકળોથી ઘણી ભેળસેળ કરી છે અને ઘણી ખોટી માહિતી વહેતી કરી છે. 'અમરકીર્તિ' નામ વાંચીને એ ૧૩મી સદીના અપભ્રંશના કવિ અમરકીર્તિ હોવાનું જોડી દીધું છે અને 'અમૃત' ને 'અંબા'ની નામછાપ જોઈ એમને 'અમૃતબાઈ'ને 'અંબાબાઈ' કરી નાખ્યાં છે. પોતાને વેત્રવતીકાંઠે મચ્છનગરના વાસી તરીકે ઓળખાવતા એક અને ધોળકાના વાસી તરીકે ઓળખાવતા બીજા એમ બે જીવણને આપણે એક માની લીધા કેમકે ધોળકા પણ વેત્રવતી એટલે વાત્રકને કાંઠે ખરું ને! આ અનુભવોએ અમને હકીકતો સાથે કામ પાડવાની એક ચુસ્ત શિસ્ત ઊભી કરવાની ફરજ પાડી. એમાં અમારી નજર સામે હમેશાં રહ્યા ડૉ. હરિવલ્લભ ભાયાણી. દંતકથાઓને, હકીકતોના

નક્કર આધાર વિનાની સ્થાપનાઓને, અટકળો એ પ્રશ્નસૂચક દૃષ્ટિથી જ જુએ. પરીક્ષિત અને અપરીક્ષિત સાહિત્યસામગ્રીને એ જુદી પાડે. એમના પોતાના પરિષદ-ઇતિહાસના લેખમાંની એક હકીકતનો અમારી સામગ્રી સાથે મેળ ન બેઠો અને એમને અમને પૂછ્યું ત્યારે એમણે તરત જવાબ આપ્યો કે એ લેખમાં મેં આપેલી માહિતી અન્યત્રથી સંકલિત કરેલી છે, તમારી માહિતી સાથે એનો મેળ બેસતો ન હોય તો તમારે એને આધારભૂત માનવી નહીં ને છોડી દેવી. કોશમાં જાતભાતના અનેક કોયડાઓનો સામનો કરતાંકરતાં અમે ઘડાતા ગયા અને પ્રાપ્ત હકીકતોને શંકાની નજરે જોતા થયા, હકીકતનાં મૂળને શોધતા ગયા, ખોટાં અર્થઘટનોને જુદાં પાડતા થયા અને પ્રમાણભૂત હકીકતને ચોકસાઈથી વળગતા થયા. કર્તાનામ 'અંબા' મળતું હોય તો એનું 'અંબાબાઈ' અમારાથી ન થાય તેમ 'અંબારામ' પણ ન થાય, સિવાયકે એમ કરવા માટેની કોઈ ચાવી અમને મળે. હકીકતો સાથે કામ પાડવાની વૈજ્ઞાનિક બુદ્ધિનું અદ્ભુત શિક્ષણ અમને કોશમાં મળ્યું.

સૂક્ષ્મ, તીક્ષ્ણ વૈજ્ઞાનિક પરીક્ષાના દાખલા આ પૂર્વે આપણને નથી મળ્યા એવું કંઈ નથી. પ્રેમાનંદને નામે પ્રસિદ્ધ થયેલાં નાટકોના કર્તૃત્વનો પ્રશ્ન નરસિંહરાવે એવી ચીકણાશથી ને સમર્થતાથી ચર્ચ્યો કે પછીની પેઢીએ નરસિંહરાવના અભિપ્રાયને પૂરેપૂરો પ્રમાણભૂત માની લીધો અને આજે હવે પ્રેમાનંદનાં નાટકોની નોંધ લેવાનું પણ આપણે જરૂરી ગણતા નથી. ઉમાશંકરની 'દુરારાધ્ય સંશોધનવૃત્તિ'એ અખાના જીવનની ત્રણચાર બિના જ સંશયાતીત ગણી – દંતકથાઓને દંતકથાઓ જ લેખી અને પેઢીનામા તથા શિષ્યપરંપરાનો પણ અસ્વીકાર કર્યો. કોશે વિપુલ સામગ્રી સાથે કામ પાડ્યું માટે એને વિવિધ પ્રકારના – કેટલાક તો નવતર પ્રકારના સંશોધનના પ્રશ્નોમાં જવું પડ્યું અને તેથી એને વૈજ્ઞાનિક બુદ્ધિનો વિનિયોગ મોટા પાયા પર, વધારે સૂક્ષ્મતાથી અને સજ્જતાથી કરવાનો પ્રસંગ આવ્યો. ઇતિહાસની, સામાજિક સંદર્ભની, સાહિત્યિક પરંપરાઓ ને રૂઢિઓની – એની ઘણી ચાવીઓ હસ્તગત કરવી પડી અને સમસ્યાઓને ઉકેલવાનું એક વિશિષ્ટ કૌશલ બતાવવું પડ્યું. આ બધી ક્ષમતાઓ કેળવાતાં ઠીકઠીક સમય લાગ્યો તેથી કેટલીક વાર તો અમને એમ લાગે છે કે કોશ કરવાની પાત્રતા હજુ હવે અમારામાં આવી રહી છે! કોશ કરવાનો હોય તો કેવી ભયસ્થાનોમાંથી બચવું જોઈએ ને કેટલી સજ્જતા મેળવ્યા પછી એનો આરંભ કરવો જોઈએ એ હવે સમજાય છે.

કોશને કારણે મધ્યકાળની એટલી વિપુલ સાહિત્યસામગ્રીની વચ્ચે અમને મુકાવાનું થયું છે કે અમારું મધ્યકાળના સાહિત્યનું દર્શન જાણે બદલાઈ ગયું છે. થોડા સમય પહેલાં મધ્યકાળના સાહિત્યમાં જૈનોના પ્રદાન અંગે મેં લેખ કરેલો અને જૈન સાહિત્યની આપણા સાહિત્યના ઇતિહાસોમાં પર્યાપ્ત નોંધ નથી લઈ શકાઈ એની ફરિયાદ કરેલી. કેટલાક લોકોને એમ લાગ્યું કે મારો આમાં જૈન તરીકેનો પક્ષપાત વ્યક્ત થાય છે. મધ્યકાળમાં જૈન સાહિત્યનું પ્રમાણ અસાધારણ મોટું હોવાથી એની નોંધ લેવાનો પ્રશ્ન થોડો વિશિષ્ટ બની જાય છે, પરંતુ વસ્તુસ્થિતિ એવી છે કે મધ્યકાળના સાહિત્યમાં વૈષ્ણવોનું પ્રદાન, કંઠસ્થ પરંપરાના ભજનિક ને સંતકવિઓનું પ્રદાન, ખોજા કે ઇસ્માઈલી સંતોનું પ્રદાન, અરે સ્વામિનારાયણ સંપ્રદાયનું પ્રદાન એ વિશે પણ લેખો કરવાનું મને મન થાય છે. એટલેકે આવા ઘણા સાહિત્યપ્રવાહોને આપણે આપણા સાહિત્યના ઇતિહાસોમાં જગ્યા આપી શક્યા નથી કે એને પૂરતો ન્યાય કરી શક્યા નથી એમ મને લાગ્યા કરે છે. કદાચ બ્રાહ્મણપરંપરાના સાહિત્ય તરફ, પૌરાણિક કથા ને ભક્તિના, વેદાન્તના ને લોકવાર્તાના સાહિત્ય તરફ આપણું વધારે લક્ષ રહ્યું છે. વ્યાપક લોકરુચિમાં તો બરાબર, પણ આપણા સાહિત્યવિવેચનમાં અને સાહિત્ય-ઇતિહાસોમાં પણ પાંચસાત મોટા કવિઓ જ વધુમાં વધુ જગા રોકે છે. આનું કારણ એ છે કે સાહિત્યની ઘણીબધી સામગ્રી સુધી હજુ આપણે પહોંચી જ શક્યા નથી. પ્રાણનાથ સ્વામીનો દાખલો મેં આ પૂર્વે ટાંકેલો છે. ઇસ્માઈલી સંત ઇમામશાહના સાહિત્ય વિશે આપણે શું જાણીએ છીએ? રવિસાહેબનો આપણો પરિચય 'સોરઠી સંતવાણી' જેવા ગ્રંથોમાં છપાયેલાં એમનાં થોડાંક પદો-ભજનો પૂરતો જ મર્યાદિત ને? એમનાં ૪૦૦ જેટલાં પદો ને 'રવિગીતા' 'કવિછપ્પય' જેવી દીર્ઘ કૃતિઓ છપાયેલી છે એ આપણા કેટલા અભ્યાસીઓ પણ જાણતા હશે? કંઠસ્થ પરંપરાના કવિઓની અમે લાંબી યાદી કરી એ વિષયના કેટલાક જાણકારોને મોકલેલી – અમને મદદરૂપ થવાની વિનંતી સાથે, જયમલ્લભાઈ પરમારે એ યાદી જોઈને મને લખ્યું કે રૂખડિયા સંતકવિઓની આપણા સાહિત્યમાં પહેલી વાર નોંધ લેવાશે એ જાણીને મને ઘણો આનંદ થાય છે.

તાત્પર્ય એ છે કે ઘણી સાંપ્રદાયિક ને અન્ય સાહિત્યપરંપરાઓ, ઘણા નાનામોટા કવિઓ, ઘણી કોઈ ને કોઈ રીતે નોંધપાત્ર ઠરે એવી

કૃતિઓ મધ્યકાલીન સાહિત્યના આપણા અભ્યાસથી હજુ ઓઝલ રહી છે. સાહિત્યકોશને નિમિત્તે ઘણું કામ થયું છે, છતાં સાહિત્યકોશના કામને પણ કેટલીક મર્યાદાઓ સ્વાભાવિક રીતે જ વળગેલી છે. એને ઘણી સામગ્રી પ્રાપ્ત થઈ છે છતાં બધી સામગ્રી પ્રાપ્ત થઈ નથી. મધ્યકાલીન સાહિત્યની બધી સામગ્રીનો આપણે અભ્યાસ કરી શકીશું ત્યારે આપણા સંસ્કારજીવનનું, આપણી કાવ્યપ્રણાલિકાનું અને આપણી સાહિત્યિક સિદ્ધિનું જે ચિત્ર ઊભું થશે તેમાં ઘણા જુદા ને નવા રંગો હશે.

## અર્વાચીન સાહિત્ય વિશેની હકીકતોના પ્રશ્નો

અર્વાચીન સાહિત્યના અભ્યાસના પ્રશ્નો જુદા હોય એ સ્વાભાવિક છે. અર્વાચીન સાહિત્યની વધુ સામગ્રી પ્રાપ્ય છે તે ઉપરાંત એના વિવિધ અંગોના નાનામોટા અભ્યાસો પણ થયા છે. તેથી માહિતીના પ્રશ્નો અર્વાચીન સાહિત્ય પરત્વે ઓછા નડે એ સાચી વાત છે, છતાં એ સાવ ઓછા નહીં હોય એવો મને વહેમ છે. બટુભાઈ ઉમરવાડિયા વિશે મારે એક વખતે એક નાનકડી નોંધ તૈયાર કરવાનો પ્રસંગ આવ્યો હતો ત્યારે માહિતીભિન્નતાના ને શંકાસ્પદ માહિતીના દશબાર મુદ્દાઓ મારી સમક્ષ ઉપસ્થિત થયા હતા. આ મુદ્દા બટુભાઈના જીવનપ્રસંગોનાં વર્ષને લગતા, એમની કૃતિઓનાં શીર્ષક અને પ્રકાશવર્ષને લાગતા, એમનાં તખલ્લુસને લગતા ને એમના નામે નોંધાયેલાં પુસ્તકોના ખરેખરા પ્રકાશનને લગતા હતા. મેં જોયું કે લેખક પોતે પણ કેટલીક વાર નાનામોટા માહિતીદોષ કરે છે. જેમકે, બટુભાઈનાં પહેલા નાટકસંગ્રહનું નામ એ ગ્રંથ પર 'મત્સ્યગંધા અને ગાંગેય તથા બીજાં ચાર નાટકો' એમ છે, જ્યારે લેખક પોતે પછીના સંગ્રહોમાં એ ગ્રંથનો ઉલ્લેખ 'મત્સ્યગંધા અને ગાંગેય' એ રીતે જ કરે છે. સાચું ગ્રંથનામ તો ગ્રંથ પર હોય એ જ ગણાય ને? આ દાખલો હું એટલા માટે આપું છું કે હકીકતની પૂરેપૂરી ચોકસાઈ એ શી ચીજ છે એનો ખ્યાલ આવે. હકીકતની એક હકીકત તરીકે નોંધ લેવાની હોય ત્યારે આવી ચોકસાઈથી જ લેવી જોઈએ. એક નાનકડો ફેરફાર પણ ભવિષ્યમાં આપણે માટે શી મૂંઝવણ ઊભી કરશે એ આજે કહી ન શકાય.

એકલા બટુભાઈ ઉમરવાડિયામાં જ હકીકતોના દશબાર સવાલો ઊભા થતા હોય તો આખા અર્વાચીનકાળમાં કેટલા ઊભા થાય? મને એવું સ્મરણ છે કે 'ગુજરાતના સારસ્વતો' પ્રગટ થયા પછી પ્રકાશ વેગડે એમાં નોંધાયેલી લેખકોની જન્મતારીખોથી અન્યત્ર જુદી માહિતી મળતી હતી તેની એક

લાંબી નોંધ પ્રગટ કરી હતી. જન્મતારીખો ઉપરાંત બીજી અનેક બાબતોમાં આવી સ્થિતિ નીકળી આવવા સંભવ છે. અધિકૃત માહિતી આપતો અર્વાચીન સાહિત્યનો પણ કોશ તૈયાર કરવો હોય – અને એક વખત તો એ કામ કરવું જ જોઈએ – તો હકીકતના મૂળ આધાર સુધી જવું જોઈએ, સરતચૂકથી, છાપભૂલથી હકીકતનું સ્વરૂપ બદલાઈ ગયું તો નથી ને એ ચકાસવું જોઈએ. પ્રકાશિત ગ્રંથોની બાબતમાં એની પહેલી આવૃત્તિને જોઈને જ એના વિશે માહિતી આપવી જોઈએ. હકીકતોની ઉપેક્ષા કરીને સાહિત્યનો યથાર્થ ઇતિહાસ કેવી રચી શકાય ?

## શાસ્ત્રશુદ્ધ માહિતી આપવાનું કેમ બનતું નથી ?

પણ સવાલ એ છે કે હકીકતનું એવું મૂલ્ય આપણા મનમાં વસ્યું છે ખરું ? હકીકતોની ચોકસાઈ કરવાનો આપણે આગ્રહ રાખીએ છીએ ? પ્રમાણભૂત હકીકત અને અનુમાનને અળગાં રાખતાં આપણને આવડે છે ? લેખકની કે કૃતિની માહિતી આપવાની હોય ત્યારે કેટલી અને કેવી રીતે આપવી એનાં કોઈ ધોરણો આપણે સ્થાપિત કરી શક્યા છીએ ખરા ? માહિતીદોષ થયો હોય ત્યાં એ સુધારી લેવાની આપણી તત્પરતા હોય છે ખરી ? પ્રમાણભૂત હકીકતો હાથવગી બને એવી સાધનસામગ્રી આપણે ઊભી કરીએ છીએ ખરા ? મને આ બધી બાબતોમાં શંકા છે.

કોશના અમારા અનુભવમાં શાસ્ત્રશુદ્ધ માહિતી આપવાના પ્રયાસો અમારી નજરે ઓછા ચડ્યા છે ને અપરીક્ષિત સામગ્રીનો સંચય કરવાના પ્રયાસો વધારે નજરે ચડ્યા છે. મધ્યકાળના સાહિત્યની કેટલીબધી નાની-મોટી સૂચિઓ અવારનવાર તૈયાર થયેલી છે ? પણ પ્રત્યક્ષ સામગ્રી જોઈ ને, ચકાસણીપૂર્વક શાસ્ત્રીય ઢબે થયેલી સૂચિઓ કેટલી ઓછી ? પ્રત્યક્ષ અવલોકનપૂર્વક મધ્યકાળની સાહિત્યસામગ્રી આપનાર જૈન સાહિત્ય પરત્વે મોહનલાલ દલીચંદ દેસાઈ અને જૈનેતર સાહિત્ય પરત્વે શ્રી કે. કા. શાસ્ત્રી. એટલે જ મધ્યકાળના સાહિત્ય વિશે લખવાનું થાય ત્યારે અનેક ગૌણ વીગતો પરત્વે વધારે તો આ બે આદ્ય પુરુષોનો જ આધાર આપણે લેવો પડે છે. પણ પેલી, ચકાસણી કર્યા વગરની યાદીઓનો ઉપયોગ આપણે ટાળી શકતા નથી ને સાચીખોટી માહિતીમાં આપણે ફસાવાનું થાય છે. એમાંથી બચવાનો માર્ગ પણ આપણને જડતો નથી.

મોહનલાલ દલીચંદ દેસાઈએ જૈન હસ્તપ્રતોની વિપુલ સામગ્રી સાથે આજે આપણને આશ્ચર્ય થાય એવી સજ્જતાથી કામ પાડ્યું ને

અદ્યતન વૈજ્ઞાનિક બુદ્ધિથી આધારપૂર્વક સામગ્રીને રજૂ કરી. એમની વૈજ્ઞાનિક બુદ્ધિ છેક વિસ્તૃત શબ્દસૂચિઓ સુધી પ્રવર્તી અને એમની ભૂલો પકડવાની ચાવીઓ પણ એમણે જ આપી. જૈન સાહિત્ય પરત્વે જેવી એમની 'જૈન ગૂર્જર કવિઓ'ની ગ્રંથશ્રેણી, એવી જૈનેતર સાહિત્ય પરત્વે શ્રી કે. કા. શાસ્ત્રીની 'ગુજરાતી હાથપ્રતોની સંકલિત યાદી.' 'સંકલિત યાદી'ને એ વર્ણનાત્મક ન હોવાનો ને પ્રાપ્ત માહિતીનું સંકલન હોવાનો ગેરલાભ છે પણ એમાં માહિતીને મૂકવાની રીત પણ કેટલેક ઠેકાણે મૂંઝવનારી બની ગઈ છે. કાલિદાસની એક ચોક્કસ ઓળખ આપીને એના નામે કેટલીક કૃતિઓ નોંધવામાં આવે અને વળી પાછું કહેવામાં આવે કે એમાંની અમુક કૃતિનો કર્તા તો બીજો કોઈ કાલિદાસ છે. આ પરથી આપણને વહેમ જાય કે બધી કૃતિઓ પરત્વે પહેલી ઓળખવાળા કાલિદાસ જ કર્તા હોવાની ખાતરી થઈ શકી હશે ખરી? એ જ રીતે 'મુનિરાજ પુણ્યવિજયજી સંગ્રહગત ગુજરાતી હસ્તપ્રતોની સૂચી'માં પણ કર્તાઓળખ બહારથી જોડી દેવાની મોટી ભૂલ થઈ ગઈ છે અને એથી ઘણી મુશ્કેલીભરી પરિસ્થિતિ સર્જાઈ છે. સૂચિને વધુ ઉપયોગી બનાવવાના ખ્યાલથી આ ભૂલ થઈ ગઈ છે એ હું સમજું છું પણ આવાં મહત્ત્વનાં કામોમાં પણ માહિતીને શાસ્ત્રશુદ્ધ રીતે રજૂ કરવાનું આપણાથી કેમ બની શકતું નથી એનું મને આશ્ચર્ય થાય છે. હકીકતોની ચોકસાઈ માટેનો આપણો આગ્રહ ઓછો પડે છે કે હકીકતો સાથે કામ પાડવાની પદ્ધતિની તાલીમ આપણામાં ખૂટે છે? જે હોય તે, પણ એનાં પરિણામોની કલ્પના આપણે કરી લેવી જોઈએ. આપણા સાહિત્યિક જ્ઞાનકોશને આપણે તથ્યપૂર્ણ રાખવા માગતા હોઈએ તો જૂની વિદ્વત્પરંપરાનો આદર કર્યા વિના ને એને ટકાવી રાખ્યા વિના ચાલશે નહીં.

### સામગ્રી-રજૂઆતનાં ધોરણો સ્થાપીએ

હકીકતોના સંકલન-સંશોધનનું કામ જટિલ છે. પણ આપણે આપણા ગ્રંથોમાં કેટલીક માહિતી આપવાની થાય છે ત્યારે એને માટેના કોઈ ચોક્કસ ધોરણને અનુસરીએ છીએ ખરા? લેખક વિશેની પરિચયપુસ્તિકાઓ હોય કે સાહિત્યનો કોઈ કોશ હોય કે સાહિત્યનો ઇતિહાસ હોય, એમાં જીવનવિષયક તેમ સાહિત્યસર્જનની હકીકતો કેટલી આપવી, કેમ આપવી, સંદર્ભગ્રંથોની સૂચિમાં કેટલી માહિતી મૂકવી ને સૂચિ કેવી રીતે રજૂ કરવી અને મુદ્રણશૈલી કેવી રાખવી એના પણ નિર્ણયો

કરવામા હોય છે: આપણી કોઈ સાહિત્યસંસ્થા પણ આવા નિર્ણયો કરીને ચાલે છે ખરી? આપણી ભારતની સાહિત્ય અકાદમીએ પ્રકાશિત કરેલ નરસિંહરાવ ઉપરની અંગ્રેજી પુસ્તિકા હાથમાં આવતાં મે જોયું કે એમાં નરસિંહરાવની 'દીવેટિયા'એ ઓળખનો ક્યાંય નિર્દેશ નહોતો, એમના શૈક્ષણિક કારકિર્દીની માહિતી નહોતી ને એમની વ્યસાયિક કારકિર્દીની પણ આવશ્યક વીગતો નહોતી. છેલ્લે ગ્રંથનામસૂચિમાં 'વિલ્સન ફાયલોલોજિકલ લેક્ચર્સ' ઠક્કર વસનજી માધવજી લેક્ચર્સ' વગેરે નામો હતાં, કેમ જાણે એ ગ્રંથનામો હોય! કેટલાક ગ્રંથોના પ્રકાશનવર્ષો નોંધેલાં હતાં તો કેટલાંકના નોંધેલાં ન હતાં આ દાખલો હું એટલા માટે ટાંકું છું કે આપણી રાષ્ટ્રીય સંસ્થા જેનાં પ્રકાશનો ભારત બહાર પણ પહોંચતાં હોય તે પણ જો આવશ્યક માહિતી પૂરી પાડવાનાં ચોક્કસ ધોરણો પોતાનાં પ્રકાશનો પરત્વે પ્રસ્થાપિત ન કરી શકતી હોય તો બીજા કોનો દોષ આપણે કાઢવો? આપણા 'ગુજરાતના સારસ્વતો'માં લેખકોની માહિતી કેટલાં વિવિધ ધોરણે અપાયેલી છે? એમા એના તૈયાર કરનારનો શો દોષ કાઢીએ? આ બધી બાબતો વિશે આપણા વિદ્વત્સમાજે ગંભીરતાથી વિચાર્યું હોવું જોઈએ ને કેટલીક પ્રણાલિકાઓ ઊભી કરી હોવી જોઈએ ને? હવે આપણે ઇચ્છીએ કે ગુજરાતી સાહિત્ય પરિષદ કે ગુજરાત સાહિત્ય અકાદમી જેવી સંસ્થાઓ આવી બાબતોનો વિચાર કરીને દૃઢ પ્રણાલિકાઓ ઊભી કરે અને બીજાઓને માટે માર્ગદર્શક બને.

એ સાચી વાત છે કે ચોકસાઈથી, નિશ્ચિત ધોરણોથી ને સુનિશ્ચિત વ્યવસ્થાની કામ કરવું અઘરું છે. એ કેળવાયેલી દૃષ્ટિ માગે તેમ સમય, શ્રમ ને ખર્ચનો પણ ભોગ માગે. ગુજરાતી સાહિત્યકોશનું કામ પરિષદને કેટલું મોંઘું પડી રહ્યું છે એ પરિષદના કાર્યવાહકોને જ પૂછો. કોશમાં હકીકતોની ચકાસણીની જે કઠોર શિસ્તથી કામ થયું છે તેનો ખ્યાલ મેં આગળ આપ્યો છે તે ઉપરાંત, એની સલાહકારસમિતિએ પૂરા ત્રણત્રણ કલાકની બેઠકો કરીને કોશમાંની નોંધોમાં આપવાની વીગતોથી માંડીને મુદ્રણશૈલી સુધીની અનેક બાબતો ઝીણવટથી વિચારી છે અને નિશ્ચિત કરી છે. કોશે આ રીતે કેટલાંક ધોરણો સ્થાપિત કરવાનો પ્રયાસ કર્યો છે: પણ સામાન્ય રીતે આપણે ઝડપથી ને આર્થિક કરકસરથી કામો પતાવવા ચાહીએ છીએ. અત્યારે તો આટલું કરીને મૂકી દઈએ, પછી કોઈ સુધારશે એવી વૃત્તિથી આપણે ચાલીએ છીએ. એ વાત સાચી છે કે આપણે આપણાં સાધનો ને સંયોગોને લક્ષમાં લઈને કેટલાંક

નિયંત્રણો ને કેટલીક મર્યાદાઓ સ્વીકારી લેવાં પડતાં હોય છે. પરંતુ કેટલીક પાયાની શાસ્ત્રીય શિસ્ત તો સાચવવી જ જોઈએ ને સામગ્રી-રજૂઆતનાં કેટલાંક ધોરણો તો પાળવાં જ પડે. આપણે આપણી મર્યાદામાં રહીને પણ શક્ય એટલું આધારભૂત કામ જ કરીએ ને થોડાં પણ વધુમાં વધુ શ્રદ્ધેય કામો કરવાનો આગ્રહ રાખીએ. એક શ્રદ્ધેય વિદ્યાકીય કાર્ય અનેક લોકોનાં સમય-શ્રમને બચાવે અને નવું જ્ઞાન સિદ્ધ કરવા માટેની અનુકૂળ ભૂમિકા રચી આપે છે. પરંતુ કાચું નબળું કાર્ય પોતે સંશોધન માટેની સામગ્રી બની જાય છે અને પછી આવતી પેઢીની મહેનતમાં વધારો કરે છે. અમારું કોશનું કાર્ય અઘરું બન્યું છે એમાં આધારસામગ્રીની ગરબડોનો ઓછો ફાળો નથી.

## મુદ્રણશુદ્ધિ ને જોડણીસુધાર

કોશનું કામ અઘરું બનાવવામાં એની આધારસામગ્રીમાં રહી ગયેલા મુદ્રણદોષોનો પણ ઠીકઠીક ફાળો છે. સંખ્યાઓમાં તો એકાદ આંકડાની આઘાપાછી પણ કેવો ઉલ્કાપાત સર્જી નાખે? મુદ્રણશુદ્ધિનીયે કાળજી ન રાખી શકનાર પ્રજા પાસે બીજાં ધોરણોની આશા કેવી રીતે રાખી શકાય? ઉમાશંકર જોશીને 'સંસ્કૃતિ'નું પ્રૂફ ચીવટથી ને ચોકસાઈથી જોતા જાણીને આપણને આનંદ થાય. ડૉ. ભાયાણી 'ભાષાવિમર્શ'ની સામગ્રીને કાળજીથી જોઈ તપાસીને, અંગ્રેજી શબ્દોની ગુજરાતી જોડણી, ભાષા વગેરેની દૃષ્ટિએ બરાબર સુધારીને જ પ્રેસમાં મોકલે એ જોઈને આપણને પ્રેરણા મળે. પણ આપણા 'પરબ'માં આવતી ઘણીબધી છાપભૂલો પરત્વે એના તંત્રી ભોળાભાઈ પટેલ તો અત્યંત હળવાફૂલ રહી કરી શકે. રઘુવીર મંત્રી હતા ત્યારે મેં ધમકી આપેલી કે મારે આ વિશે જાહેરમાં લખવું પડશે ત્યારે એમણે એક કાર્યક્ષમ વ્યવસ્થા ઊભી કરી હતી. પણ એ લાંબું ન ચાલી. હમણાં શ્રી ચી. ના. પટેલે મારી પાસે પરિષદપ્રકાશિત 'ગદ્ય-સંચય'ના બીજા ભાગમાં રહી ગયેલી ગંભીર છાપભૂલો વિશે ફરિયાદ કરી અને આગ્રહ કર્યો કે હું મારા વ્યાખ્યાનમાં આ મુદ્દો સમાવી લઉં એટલું જ નહીં પરિષદ જેવી સંસ્થા મુદ્રણ અંગેની સર્વ બાબતોને આવરી લેતી, અંગ્રેજીમાં 'સ્ટાઈલ મેન્યુઅલ' હોય છે તેવી, પુસ્તિકા તૈયાર કરે એવું સૂચન પણ કરું. રાષ્ટ્રીય સાહિત્ય અકાદમીના ગુજરાતી પ્રકાશનોમાં પણ કેટલીક વાર ઘણા મુદ્રણદોષો રહી જાય છે. એણે તો લેખક ઉપર પ્રૂફની જવાબદારી નાખી છે. મારે કહેવું પડ્યું કે લેખક સારો પ્રૂફરીડર હોય

એવું કેમ માની લેવાય? આપણા લેખકો સારી પ્રેસકોપી પણ તૈયાર કરી શકતા નથી. માટે પ્રૂફરીડિંગની કાર્યક્ષમ વ્યવસ્થા અકાદમીની પોતાની જ હોવી જોઈએ. પણ મને વિશ્વાસ બેસતો નથી કે અકાદમી આવી કોઈ વ્યવસ્થા નિપજાવે.

નવજીવન જેવી થોડીક જ સંસ્થાઓ આપણે ત્યાં હશે જે મુદ્રણ અંગેનાં ધોરણો એકંદરે જાળવી રહી છે. જોકે સારા પ્રૂફરીડર ઓછા થતા ગયા હોવાની ફરિયાદ સતત સાંભળવા મળે છે. મને થાય છે કે આપણી ઉચ્ચ સાહિત્યસંસ્થાઓ પણ શુદ્ધ જોડણીથી પોતાનાં પ્રકાશનો છાપી શકતી ન હોય તો આપણે આપણી જોડણી વિશે ફેર વિચાર કરવાનો સમય પાકી ગયો ન કહેવાય? મારું તો દૃઢ મંતવ્ય છે કે ગુજરાતી ભાષામાં હ્રસ્વ-દીર્ઘ ઈ-ઉનો ભેદ હવે નકામો થઈ ગયો છે. હ્રસ્વ-દીર્ઘ ઈ-ઉની જોડણીના નિયમો, પેટાનિયમો, અપવાદો અને છેવટે સ્વરભાર કે અચલિતતાને લક્ષમાં લેવાની જોગવાઈ સમગ્ર વ્યવસ્થાને એવી જટિલ કરી નાખે છે કે ભલભલા પ્રૂફરીડરો પણ ક્યાંક ને ક્યાંક ગોથું ખાઈ ગયા વિના રહેતા નથી. જોડણીમાં એક જ ઈ ને ઉ રાખીએ તો વિદ્યાર્થીઓને કેવા ત્રાસમાંથી ને શિક્ષકોને કેવા નકામા શ્રમમાંથી આપણે બચાવી શકીએ તથા ભવિષ્યની પેઢીઓના કેવા આશીર્વાદ આપણા ઉપર ઊતરે એની કલ્પનાથી પણ મારું મન રોમાંચ અનુભવે છે. બીજા કેટલાક મિત્રો પણ આ રીતે વિચારે છે ને મારું સ્મરણ છે કે ડૉ. ભાયાણીએ અને આપણા પ્રમુખશ્રીએ પણ મારી સાથેની વાતચીતમાં આ વિચાર સાથે સંમતિ દર્શાવેલી. તો હવે પરિષદ જોડણીસુધારનું આ કામ સત્વરે ઉપાડી લે એવી આગ્રહભરી વિનંતી આ સ્થાનેથી કરવાની હું તક લઉં છું.

### ભૂલો સુધારવાની તત્પરતા છે ખરી?

જોડણીને પણ એક ભાષાકીય તથ્ય તરીકે હું જોઉં છું, તેથી મારી વાતને હું છેક જોડણીસુધાર સુધી ખેંચી ગયો પરંતુ મારી મુખ્ય વાત એ હતી કે હકીકતની શુદ્ધિ માટે આપણે પૂરતો આગ્રહ કેળવી શક્યા નથી. આ વાતનું સમર્થન હું એક બીજી રીતે પણ કરવા ઇચ્છું છું. કોઈપણ કામ સંપૂર્ણ શુદ્ધ રીતે કરવું ઘણું મુશ્કેલ હોય છે. નાનીમોટી થોડી ભૂલો રહી પણ જાય. પણ એ ભૂલોની જાણ થયા પછી એ સુધારવા માટે જે કંઈ ઉપાયો આપણા હાથમાં હોય તે ઉપાયો કરવાની તત્પરતા

આપણે બતાવીએ છીએ ખરા? ભૂલો વધારે હોય તો થયેલા કામને રદ કરવાની આપણામાં હિંમત હોય છે ખરી? ગાંધીજીએ ગોખલેના લેખોના નબળા અનુવાદની છપાયેલી નકલો પસ્તીમાં પણ ન કાઢતાં બળાવી મુકાવી હતી અને આ એ ગાંધીજી હતા જે વપરાયેલાં કવરોને પણ ફાડીને ઉપયોગમાં લેતા હતા. પ્રજાને સાચું જ્ઞાન, સાચી માહિતી ન આપી શકીએ પણ ખોટું જ્ઞાન ખોટી માહિતી તો કેમ અપાય? 'ગુજરાતના સારસ્વતો' જેવા સંદર્ભગ્રંથનો તો કેટલાબધા લોકો – શિક્ષકો, પાઠ્યપુસ્તક તૈયાર કરનારાઓ, અધ્યાપકો, પત્રકારો – ઉપયોગ કરે? એમાં એક લેખકના નામે બીજા જ લેખકનો પરિચય હોય ને તેથી લેખક હયાત હોવા છતાં મૃત્યુ પામ્યાનું વર્ષ દર્શાવાય એ તો કેમ ચાલે? આવી નાનીમોટી ભૂલો જાણવામાં આવે એટલે ઓછામાં ઓછું પુસ્તકનું વેચાણ તરત અટકાવી શકાય અને આવશ્યક સુધારાની કાપલીઓ ચોડી કે શુદ્ધિની પુરવણી જોડીને પછી જ એને લોકોના હાથમાં મૂકવાનું ગોઠવી શકાય. હમણાં રાષ્ટ્રીય સાહિત્ય અકાદમીએ એક ગુજરાતી પુસ્તક અંગે માંડમાંડ આવો નિર્ણય કર્યો છે. પણ સામાન્ય રીતે આટલીયે તૈયારી આપણી સાહિત્ય-સંસ્થાઓની ને એની સાથે સંકળાયેલા આપણા સાહિત્યના અગ્રણીઓની હોતી નથી. ભૃગુરાય અંજારિયાનું પુસ્તક 'કાન્ત વિશે' પ્રગટ થયું ત્યારે જ સુધાબહેને એનું ટાઇટલ ને એમાંના ફોટ' જોયા. એમણે સંકોચપૂર્વક મારુ ધ્યાન દોર્યું કે આમાં એક નાનકડી ભૂલ રહી ગઈ છે – ભૃગુરાયના પિતાનું નામ 'દુર્લભરામ' નહીં પણ 'દુર્લભજી' જોઇએ. મેં કહ્યું કે નામ એ કંઈ નાની ચીજ છે? ને લોકો તો આ પુસ્તકમાં અપાયેલી માહિતીને જ અધિકૃત ગણીને ચાલવાના; આપણે આ ભૂલ સુધારવી જ જોઈએ. મેં ભગતભાઈ શેઠને જણાવ્યું કે કહો તો હું આવીને બધી નકલો સુધારી જઉં પણ આ ભૂલનો ઉપાય જરૂર કરો. ભગતભાઈએ પુસ્તકમાં બંને સ્થાને સુધારેલી કાપલી ચોડવાની ગોઠવણ કરી.

આવી બાબતોમાં હું કદાચ વધારે સંવેદનશીલ હોઈશ. 'સંસ્કૃતિ'નું પ્રૂફ ઝીણવટથી તપાસતા ઉમાશંકરભાઈ 'પ્રતિભા અને પ્રતિભાવ'માં લેખનું એક આખું પાનું છપાવાનું રહી ગયું હોય અને તેનો ઉપાય ન કરે એ મને ન ગમે. જો ઉમાશંકરભાઈ પાસે નહીં તો બીજા કોની પાસે હું આવાં ધોરણોની આશા રાખું? એટલે જ શ્રી ચી. ના. પટેલનો મેં આવો આગ્રહ જોયો ત્યારે મને ઘણો આનંદ થયો. એમના 'વાલ્મીકીય રામકથા' એ પુસ્તકમાં વિષ્ણુભાઈની પ્રસ્તાવનાની સાથે પુસ્તકની છાપ-

ભૂલોનું શુદ્ધિપત્રક પણ છપાઈ ગયું. પછી ખ્યાલમાં આવ્યું કે વિષ્ણુભાઈની પ્રસ્તાવનામાં પણ બેચાર નાનકડી છાપભૂલો રહી ગઈ છે. શ્રી ચી. ના. પટેલે આગ્રહ રાખ્યો કે કઢંગું લાગે તોયે આગલાં ચાર પાનાં છાપવાં બાકી છે એમાં કોઈપણ રીતે આના શુદ્ધિપત્રની વ્યવસ્થા કરો; મારા લખાણની ભૂલો ન સુધરે તો ચાલે, પણ વિષ્ણુભાઈના લખાણની ભૂલો તો સુધરવી જ જોઈએ. એમ નથી લાગતું કે આવી નાનીનાની ચોકસાઈઓ ને નાનીનાની બાબતોના આગ્રહો જ અંતે આપણાં વિદ્યાકીય કાર્યોને વધુ ઊજળાં બનાવે?

## પાયાનાં જ્ઞાનસાધનો ઊભાં કરીએ

આપણો સાહિત્યિક જ્ઞાનકોશ પ્રમાણભૂત બને એ માટે આપણે આપણી તથ્યદૃષ્ટિને તીક્ષ્ણ બનાવવાની જરૂર છે, કેટલાંક ધોરણો સર્વમાન્ય કરવાની જરૂર છે ને શુદ્ધિ માટેની તત્પરતા કેળવવાની જરૂર છે તે ઉપરાંત કેટલીક સાધનસામગ્રી પણ ઉપલબ્ધ કરવાની જરૂર છે. સાહિત્યકોશનું કામ મેં સંભાળ્યું ત્યારે ભૃગુરાયનું માર્ગદર્શન હું ઇચ્છયા કરતો હતો. પરંતુ ભૃગુરાય મને કશો જવાબ વાળતા ન હતા. છેવટે એમણે લખ્યું કે "મેં તમને જવાબો લખ્યા નથી. મારી priorityમાં ગુજરાતી ભાષાનો એક સાચો વૈજ્ઞાનિક કોશ – જે હજુ સુધી નથી, તે પહેલો આવે છે પછી સાહિત્યનો ઇતિહાસ અને સાહિત્યનો કોશ. તેમજ પહેલી બધી જ છપાયેલી ગુજરાતી ચોપડીઓની પહેલી આવૃત્તિઓ, અને જૂનાં સામયિકો —સાહિત્યિક તેમજ journalisticને સાચવતું લાઇબ્રેરીનું મકાન પહેલું આવે છે, પરિષદનું ગમે તે પ્રકારનું મકાન નહીં. તેમજ ગયા સૈકામાં છપાયેલાં પુસ્તકોનું યથાતથ મુદ્રણ પહેલું આવે છે."

'મરાઠી વાઙ્મયકોશ'ના મુખ્ય સંપાદક શ્રી ખાનોલકરને મળવાનું મારે થયેલું. મેં જોયું કે એમની પાસે લગભગ એકેએક મરાઠી ગ્રંથને સમાવતું મરાઠી ગ્રંથસંગ્રાહલય હતું, મરાઠી ગ્રંથસૂચિ પણ હતી. ગુજરાતી સાહિત્યકોશ પાસે આમાંનું કશું નથી. એણે અનેક ગ્રંથાલયોનો આશરો લેવો પડે છે ને ગ્રંથસૂચિ-લેખસૂચિ જાતે જ ઊભી કરવી પડે છે. ભૃગુરાયની વાત સાચી હતી. અમુક કામની પછી જ અમુક કામ આવે, પણ એ રીતે વિચારપૂર્વક આયોજન કરીને આપણે આપણી સાહિત્યિક પ્રવૃત્તિને ક્યાં ગોઠવીએ છીએ? મધ્યકાલીન સાહિત્યકોશ કરવો હોય તો સૌ પ્રથમ મધ્યકાલીન ગુજરાતી હસ્તપ્રતોની વર્ણનાત્મક સૂચિઓ જોઈએ

ને મુદ્રિત સાહિત્યની સંદર્ભસૂચિ જોઈએ. વર્ષો પહેલાં 'જૈન ગૂર્જર કવિઓ'માં વર્ણનાત્મક પદ્ધતિએ હસ્તપ્રતોની યાદી થઈ અને ફાર્બસ ગુજરાતી સભા તથા ગુજરાત વિદ્યાસભાએ પણ પોતાને ત્યાંની હસ્તપ્રતોની વર્ણનાત્મક સૂચિ પ્રગટ કરી. પણ પછી તો સૌ સાદી નામસૂચિથી જ સંતોષ માને છે. એ નામસૂચિઓએ અમારે માટે કેટલા પ્રશ્નો ઊભા કર્યા છે એ અમે જ જાણીએ છીએ. વર્ણનાત્મક સૂચિમાં સૂચિકારની ભૂલ થઈ હોય – જે થવી ઘણી સહજ છે – તો એ પકડવાની ચાવી પણ પડેલી હોય છે. ઓછામાં ઓછું, લાંબી કૃતિઓની તો વર્ણનાત્મક સૂચિ જ કરવી જોઈએ અને હવે એ સત્વરે કરી લેવી જોઈએ એવો મારો અસંદિગ્ધ અભિપ્રાય છે એમાં પૈસાની કરકસરનો વિચાર ન કરાય.

ગુજરાતી સાહિત્યકોશે પોતાના હેતુ માટે મધ્યકાળના સાહિત્યની સંદર્ભસૂચિ તૈયાર કરી છે જે ઘણી મોટી છે ને એનું પ્રકાશન પણ એક મોટું સાહસ બની રહે. પરંતુ ગુજરાત સાહિત્ય અકાદમીએ એના આરંભકાળમાં જ પ્રકાશ વેગડની એક ઘણી ઉપયોગી નાનકડી મધ્યકાલીન સાહિત્યની સૂચિ પ્રગટ કરી એ માટે મને એને અભિનંદન આપવાનું મન થાય છે કેમકે હું એને એક અનિવાર્ય જ્ઞાનસાધન માનું છું. ગુજરાત સાહિત્ય અકાદમી હવે અર્વાચીન સાહિત્યની સૂચિ પણ પ્રગટ કરે એની હું રાહ જોઉં છું. સાહિત્યસંદર્ભસૂચિ ન હોય તો કોશનું કે ઇતિહાસનું કામ કરવામાં ઘણી અગવડ પડે. પ્રાણનાથ સ્વામી વિશે પરિષદના અહેવાલ અને નિબંધસંગ્રહમાં લેખ છપાઈ ગયો હોય પણ આપણે જાણીએ નહીં ને 'ઇન્દ્રાવતી' નામમાં જ આથડ્યા કરીએ. સાહિત્યસંદર્ભસૂચિને અભાવે આપણી ચાલુ જ્ઞાનસાધનાની ગતિ પણ ધીમી જ રહે; કેમકે સાહિત્યના આ કે તે વિષયમાં પૂર્વે કંઈ કામ થયું છે કે નહીં એ આપણે જાણી ન શકીએ તેથી કામ બેવડાયા કરે ને આપણાં સમય શક્તિનો નિરર્થક વ્યય થયા કરે. સાહિત્યસંદર્ભસૂચિથી આપણા વિદ્વત્સમાજના સમય અને શ્રમની કરકસર થાય છે.

સાહિત્યસંદર્ભસૂચિના અનુસંધાનમાં જ એક બીજી વાત કહેવા જેવી લાગે છે. આપણા સાહિત્યવિષયક ગ્રંથોને અંતે શબ્દસૂચિઓ આપવાનો રિવાજ સ્થિર કરવા જેવો છે. એથી આજના કે આવતી કાલના અભ્યાસીઓ માટે જે સગવડ ઊભી થાય છે એ ઘણી મોટી હોય છે. એ સગવડ કેવડી મોટી હોય છે એ તો જ્યારે મર્યાદિત પ્રયોજન માટે ગ્રંથો ફંફોસવાનો પ્રસંગ આવે છે ત્યારે જ સમજાય છે. એકબે માણસને સૂચિ કામ લાગે

તોયે એ ચાર-છ પાનાં બગાડયાં સાર્થક બની જતાં હોય છે. પરિષદ જેવી સંસ્થાઓએ આ રિવાજને સ્થિર કરવામાં અગ્રણી થવું જોઈએ.

ગુજરાતી ભાષાનું એકેએક પુસ્તક ને એકેએક સામયિકની ફાઈલો જ્યાં હોય એવું ગ્રંથાલય ઊભું કરવાનું કામ ઘણું કપરું છે. પરિષદ ગ્રંથાલયે કેટલોક પ્રયત્ન કર્યો છે પણ એને ઘણી મર્યાદાઓ નડવાની એ હું જોઈ શકું છું. આ કામ તો સરકાર અથવા પૂરા સરકારી અનુદાનથી જ કોઈ સંસ્થા કરી શકે. કોપીરાઈટ ગ્રંથાલયમાં નવાં પ્રકાશનો બધાં જ આવતાં હશે કે કેમ એ શંકા છે ને જૂનાં તો ઘણાં નથી એવો મારો અનુભવ છે. ગુજરાત સરકાર ગાંધીનગરમાં એક ગ્રંથાલય ઊભું કરવાનું વિચારી રહી છે તેમાં આવી વિશાળ દૃષ્ટિ રખાય તો એક ઉત્તમ કામ થાય. કેટલાંક જૂનાં પુસ્તકો ને સામયિકો જૂનાં રજવાડાઓનાં ગ્રંથાલયોમાં નકામાં પડયાં હશે, કેટલાંક જૂનાં પુસ્તકો ને સામયિકોની કેટલાંક ગ્રંથાલયોમાં એકથી વધારે નકલો પણ હશે એ મેળવવાનો પ્રયાસ કરી શકાય, તેમ કેટલાંક અપ્રાપ્ય પુસ્તકો ને સામયિકોની ઝેરોક્ષ નકલ કરીને પણ રાખી શકાય. એ સ્પષ્ટ છે કે પૂરા શ્રમ અને પૂરા આર્થિક રોકાણ ઉપરાંત વિસ્તરણની પૂરી ક્ષમતાવાળા મકાનના આયોજન સાથે જ આવા સંપૂર્ણ ગ્રંથાલયનો વિચાર કરી શકાય. ત્યાં સુધી આપણા ગ્રંથાલયો પોતપોતાના વિશિષ્ટ રસનાં ક્ષેત્રો પસંદ કરીને એકબીજાને પૂરક બને તોયે ઉપયોગી કામ થાય.

કેટલાંક વિરલ પુસ્તકો પણ કોઈ ને કોઈ ગ્રંથાલયમાંથી મળી આવવાનો સંભવ હોય છે પણ બધાં ગ્રંથાલયો સુધી પહોંચવું આપણે માટે શક્ય નથી હોતું. જૂના સમયમાં કેટલાંક ગ્રંથાલયોએ પોતાને ત્યાંનાં ગ્રંથોની યાદીઓ પ્રગટ કરી છે અને સંકલિત યાદીના પણ એક બે પ્રયાસો થયા છે. આવી યાદીઓ પુસ્તકપ્રાપ્તિ અંગે આપણને ખૂબ મદદરૂપ થઈ શકે. પરંતુ ઘણાં વર્ષોથી આવી કોઈ યાદી પ્રગટ થઈ હોવાનું જાણ્યું નથી. આ પ્રવૃત્તિને સરકાર તરફથી પણ ઉત્તેજન મળવું જોઈએ અને ખાસ કરીને જૂનાં પુસ્તકોની સંકલિત ગ્રંથાલયયાદીનું કામ સત્વરે હાથ ધરાવું જોઈએ. એમાં તબક્કાવાર જવાનું પણ વિચારી શકાય. જેમકે, પહેલાં ૧૯મી સદીમાં પ્રગટ થયેલાં પુસ્તકોની યાદી થાય, પછી ૧૯૩૦ સુધીનાં પુસ્તકોની યાદી થાય, વગેરે. (કોપીરાઈટ ગ્રંથાલયે પોતાને ત્યાંના ૧૯૦૦ સુધીનાં ગ્રંથોની સાઈકલોસ્ટાઇલ્ડ સૂચિ તૈયાર કરી હોવાનું જાણવા મળ્યું છે.)

હસ્તપ્રતસૂચિ, મુદ્રિતગ્રંથસૂચિ, ગ્રંથાલય-ગ્રંથસૂચિ, સાહિત્યસંદર્ભ-સૂચિ અને એક સંપૂર્ણ ગ્રંથાલયની રચના – આ આપણા પાયાનાં કામો છે જેના પર સાચા સમૃદ્ધ સાહિત્ય-ઇતિહાસ ને સાહિત્યકોશનું ચણતર વિશ્વાસપૂર્વક થઈ શકે. આપણે આપણાં સાહિત્યિક તથ્યોની બરાબર માવજત કરવા માગતા હોઈએ તો આ બધી સાધનસામગ્રીનું નિર્માણ કરવાનો કાર્યક્રમ આપણે આજથી જ ઉપાડી લેવો જોઈએ.

*

હું સમજું છું કે મારા આ વ્યાખ્યાનમાં હું આપને સાહિત્યના રસાળ પ્રદેશોમાં લઈ જવાને બદલે હકીકતોની કઠોર કર્કશ દુનિયામાં લઈ ગયો છું. પણ મને આશા છે કે સાહિત્યના વિશાળ હિતમાં આપ એને સહી લેશો. મારી પરીક્ષા પણ આપને કદાચ થોડી કઠોર લાગશે પણ એ જાતપરીક્ષા છે એમ સમજશો. મારે અનિવાર્યપણે કેટલાક દાખલાઓ અને કેટલાંક નામો લેવાં પડચાં છે પણ મારે જે ચિત્ર ઉપસાવવું હતું એ તો આપણી પ્રજાકીય શક્તિ-અશક્તિનું અને આપણે સૌ આ પરિસ્થિતિમાંથી આવશ્યક બોધપાઠ લઈને આપણી વિદ્વત્પ્રવૃત્તિને વધારે તેજસ્વી બનાવીએ એટલું જ ઉદ્દિષ્ટ છે. આપ આ રીતે જ મારી વાતને લેશો એવી મારી અપેક્ષા છે.

ગુજરાતી સાહિત્ય પરિષદે મને મારા અનુભવની વાતો કરવા માટે આ ઉત્તમ તક પૂરી પાડી તે માટે એનો હું અત્યંત ઋણી છું.

૧૧ ડિસેમ્બર ૧૯૮૫

—



